# યાદવાભ્યુદયનું સટીક ભાષાન્તર

(પ્રથમ સર્ગ.)

છપાવી પ્રસિદ્ધ કરનાર,


સૌ. સુમતિ તથા રા. અનંતપ્રસાદ.

અંધેરી.



મુંબઈમાં,

"નિર્ણયસાગર" છાપખાનામાં માલકનેમાટે
બાળકૃષ્ણ રા. ઘાણેકરે છાપ્યું.

સવત્ ૧૯૬૮ ચૈત્ર, સને ૧૯૧૨.

મૂલ્ય ૦॥ રૂપિયો.

# યાદવાભ્યુદયનું સટીક ભાષાન્તર

(ત્રણ સર્ગ.)

છપાવી પ્રસિદ્ધ કરનાર,

સૌ. સુમતિ તથા રા. અનંતપ્રસાદ.

અંધેરી.

મુંબઈમાં,

"નિર્ણયસાગર" છાપખાનામાં માલકનેમાટે

બાળકૃષ્ણ રા. ઘાણેકરે છાપ્યું.

સંવત્ ૧૯૬૮ ચૈત્ર, સને ૧૯૧૨.

મૂલ્ય ૦॥ રૂપિયો.



શ્રીહરિઃ

# અર્પણપત્રિકા.

સદા કૃપાળુ પૂજ્ય મુરબ્બી શ્રી બાપાની

પવિત્ર સેવામાં.

પ્રભુ પ્રત્યક્ષ જ્ઞાન આપતો નથી, પોતાનાંની દ્વારાજ આપે છે; કુટુમ્બના શ્રેષ્ઠ વડીલોનું પણ તેવીજ જાતનું આચરણ હોય છે. આપે પણ એજ રીતે અનુસરવું ઉચિત ધારી, આપના ચિ. પુત્ર મ્હારા વડીલ ભાઈ મુ. બાબુભાઈ દ્વારા મ્હને સંસ્કૃત ભાષામાં પ્રવેશ કરાવ્યો અને મ્હારી અલ્પમતિને યોગ્ય મ્હેં તે આપનાજ આશીર્વાદથી ગ્રહણ કરી, તે વાત સદા આપની દૃષ્ટિતળે રહે એ હેતુથી પરમપવિત્ર શ્રીકૃષ્ણભગવાન્‌નું ચરિત્ર–શ્રીયાદવાભ્યુદય એવા નામથી બનેલું કાવ્ય–સંસ્કૃત ઉપરથી કવિતા તથા ટીકાસહિત ભાષાન્તર કરી, ત્હેને આપના પવિત્ર નામ સંગાથે જોડવા વિનયપૂર્વક પ્રાર્થના કરનાર આપની સદાની.

આજ્ઞાંકિત પુત્રીવત્ ભત્રીજી,

**સુમતિ.**

શ્રીહરિઃ

# या वाभ्युदय.

## પ્રસ્તાવના.

આજથી સુમારે બે વર્ષ પહેલાં જે વખતે શ્રીરામાનુજ સંપ્રદાય, તેના પૂજ્ય પૂર્વાચાર્યો, ત્હેમના સિદ્ધાન્તો ઇત્યાદિ જ્યારે કંઈ પણ આ લખનારની દૃષ્ટિમર્યાદામાં પણ નહોતું ત્યારે સદાના ઉપકારી પરમકૃપાળુ મુ. શ્રી અનંતપ્રસાદજી એક નિર્ધનને જેમ ધનના ખજાના પાસે લઇ જાય તેમ આ શ્રી સંપ્રદાયના ખજાનાના દ્વાર પાસે લખનારને લઈ ગયા, અને ત્યાં બ્હાર દ્વાર સમિપમાંજ આ શ્રી યાદવાભ્યુદય સંગાથે ઓળખાણ કરાવી. અંદર ભરેલ અગાધ ખજાનો જોયા પહેલાં કોઇ અંતરની ગુપ્ત વૃત્તિથી આકર્ષાઈ આ કાવ્યનું સ્વભાષામાં ટીકા સહિત ભાષાન્તર કરવા મન થયું; ને તેથી પ્રથમ ઓળખાણથી લોભાઈ ધન દેખાડનારની મદદથી એનો ઉપભોગ કરવા આરંભ કર્યો.

આશરે બારેક મહિના સુધી તે દરેક માસમાં આનંદ માસિકપત્રમાં આવે એજ હેતુથી લખાયું ને તેમજ છપાયું, પરન્તુ પછીથી એમ બહુ લાંબી મુદત જશે ધારી ત્હેને જુદા પુસ્તકના રૂપમાં છપાવવા ધારણા કરી.

ધારવું મનુષ્યના હાથમાં છે, કરાવવું પ્રભુ ઇચ્છાને આધીન છે અને આધિ વ્યાધિ ઉપાધિ એ ત્રણે જાતના વિઘ્નરૂપ યોગને લીધે કાર્ય પુરૂં તો નજ થઇ શક્યું, પરન્તુ મધ્યમાં પણ પુરૂં આવ્યા પહેલાં અટક્યું. બે સર્ગ પુરા થયા ને તે અગાઉ કામ પ્રેસમાં તો ઘણા દિવસથી આપેલું એટલે કંઈક પ્રેસવાળાના દબાણથી ને કંઈક પ્રમાદથી એટલું પુરૂં કરી ત્રીજો એક

સર્ગ જેઓ શ્રીએ ધનનો ખજાનો બતાવ્યો હતો ત્હેમને તસ્દી આપી ત્હેમની કૃપાદ્વારા તે પૂર્ણું કરવા ઇચ્છા થઈ.

પ્રભુના સેવનરૂપી કાર્ય એટલે જેમ વધુ હસ્તથી સેવા તેમ પ્રભુ ખુશી, ને સેવન કરનારનો ઉદ્દેશ તો પ્રભુ સેવા પછી ગમે તે રીતે ને ગમે તેટલાં જનોથી થાઓ પણ પૂર્ણ થાઓ એમજ હોય એટલે–જોકે આ વિચાર અતિ પ્રમાદ ભર્યો ગણાય પરન્તુ–જ્યાં એવી કૃપા કરનાર તત્પર હોય ત્યાં લેનાર શાસારૂ બાકી રાખે ?

આપણામાં હાલ પણ સામાન્ય કવિતા કરનાર, લખનાર, અથવા ભક્ત ભાવિક નરનારીનાં ચરિત્રો જોવા જાણવા સહુનાં મન આતુર હોય છે તો પછી આ શ્રી યાદવાભ્યુદયના રચનાર પ્રભુ તરફથી પ્રસાદીત વાળી મેળવેલ ને પ્રભુની પરમ કૃપાપાત્ર કવિનું જીવનચરિત્ર જાણવા કોણ ખુશી નહિં હોય? ને એ ધારીને આરંભમાં ત્હેમનું ચરિત્ર જોઈ પછી મૂળ ઉપર જવું યોગ્ય લાગશે માની પ્રથમ ત્હેમનું જીવનચરિત્ર રાખ્યું છે.

આ પુસ્તકનું ભાષાન્તર કરવું શરૂ કર્યું તે વેળા ચાર સર્ગનું એક પુસ્તકજ બહાર પડ્યું હતું. મૂળ પુસ્તક આખું ચોવીસ સર્ગનું છે. હાલમાં બીજા ચાર સર્ગ પણ બહાર પડ્યા છે. જો પ્રભુ ઇચ્છા હશે ને તે સહાય આપશે તો ધીમે ધીમે આ ત્રણ સર્ગનું ભાષાન્તર કરનાર બન્ને ભાઈ બ્હેનજ ફરી બીજા સર્વ સર્ગનું પણ ભાષાન્તર કરી વાચક ભાવિકોની સેવા બજાવશે.

વાંચકોને પ્રસ્તાવનામાં વધુ ન રોકી મૂળ પુસ્તક અને પુસ્તકના રચનાર કવિ તરફ જવા દઈ ત્હેમની મેળેજ ત્હેમને રૂચતું શોધી કહાડવાની યાચના કરી નિજ દોષો જે જે ગણાય તે સારૂ ક્ષમા ચાહનાર.

નમ્રબાળા

**સૌ. સુમતિ.**

પૂના, તા. ૭–૧૧–૧૦.

# यादवाभ्युदय.

## પ્રથમ સર્ગ.

વસંતતિલકા—વૃંદાવને વિચરતા ભગવાન કૃષ્ણ,
જે પ્રાણવલ્લભ થયા સહુ ગોપીકાના;
ધારે વિભૂષણ વિશે વનપુષ્પમાળા,
ને જે જયંતિ સમયે પ્રકટ્યા કૃપાળા.

દ્રુતવિલંબિત—નમન હું કરૂં એ પરબ્રહ્મને.
વિનવું હું નમવા વળિ લોકને. ૧

---

વૃંદાવનમાં વસી ક્રીડા કરતા ભગવાન કૃષ્ણ, જે સર્વે ગોપીકાના પ્રાણવલ્લભ થયા, જે અલંકાર તરીકે વનનાં ફુલોની માળા ધારણ કરતા, અને જે શ્રાવણ માસના કૃષ્ણ પક્ષમાં, રોહીણી નક્ષત્રમાં, માત્ર મનુષ્યોના-પર કૃપાથીજ પ્રકટ થયા હતા, એ પરબ્રહ્મને, સ્વપ્રકાશ જ્યોતિને, હું નમન કરૂં છું. એ દેખીતો અર્થ છે; પણ ત્હેમાંજ શ્રીકૃષ્ણ ભગવાનના ચાર ઉત્તમોત્તમ ગુણો ચાર દૃષ્ટાંતપૂર્વક વર્ણવ્યા છે એ રહસ્ય છે. એ ગુણો વાત્સલ્ય, સુશીલતા, સુલભ્યતા અને સ્વામીત્વ છે. વૃંદાવનમાં વસી ગોવાળપણું કરી, ગાય વત્સોની પણ સેવા કરી, પોતાનું વાત્સલ્ય દર્શાવ્યું તે પહેલું કહ્યું; પોતે આવા મહાન્ સર્વેશ્વર છતાં ગોપીઓની સાથે પણ વસ્યા એ ત્હેમની સુશીલતા બતાવે છે; માત્ર કરૂણાથીજ સર્વ લોકોના કલ્યાણાર્થે આ જગત્માં જન્મ લીધો એ ત્હેમની સુલભ્યતા બતાવે છે; અને પરબ્રહ્મ સર્વે વિશ્વમંડળના ઈશ એ ત્હેમનું સ્વામીત્વપણું જણવે છે. ત્હેમની આવી શક્તિઓ તથા ગુણો ઉપર હું મોહી ત્હેમને વંદન કરૂં છું અને મ્હારા સર્વે પ્રિયજનોને તેમ કરવા વિનવું છું. ૧

હરિગીત૦—જેના અચિંત્ય મહાગુણોના વર્ણને પ્રારંભમાં,
શ્રુતિ વેદની સ્તુતિ પાઠિકા, એ શ્રમિત છે સર્વે થયાં;
ત્હેના જીવન કેરૂં યથોચિત, ચરિત પૂર્ણ નિરૂપવા
અતિ અલ્પ બુદ્ધિ ક્ષુદ્ર જનની ચાલશે વળી શું કદા ? ૨

દીંડી—કિંતુ શૌરિ તણા યોગ્ય કથન સ્વાદે,
યથાશક્તિ મન્દ બુદ્ધિ જાય સ્થાને,
ચહે માનવ ન શું હર્ષથકી હસ્તે,
યદિ અમૃત વળી થાય જો સુલભ્યે; ૩

---

જે મહાન્ સર્વેશ્વરના ગુણોનું વર્ણન કરતાં શરૂઆતમાંજ વેદની સર્વે શ્રુતિ શ્રમિત થઈ છે ત્હેના જીવનનું યથાર્થ વર્ણન કરવા ક્ષુદ્ર જનની બુદ્ધિ તો શી રીતે ચાલી શકે ! એ સ્વાભાવિક છે.

સર્વ કોઈના મનમાં આ પ્રશ્ન ઉભો થાયજ કે માત્ર જેના ગુણો વર્ણવતાં મ્હોટા મ્હોટા દેવો તથા મુનિવરો, પ્રારંભમાંજ થાકયા, ત્હેનું યથોચિત જીવનનું ચિત્ર, ક્ષુદ્ર માણસની અલ્પ બુદ્ધિથી બનેલું, આ કાવ્ય ચિતરવા માગે છે તે કેમ બની શકે ! કવિ ઉપહાસ્યને પાત્ર પણ કદાચ્ થાય પણ તેથી એ કરવા પ્રયત્નજ ન કરવો એ અયોગ્ય છે, ને એ નીચના શ્લોકથી સમજાશે. ૨

પરતુ શૂર વંશમાં ઉત્પન્ન થયેલા—પ્રકટેલા-શ્રીકૃષ્ણ પરમાત્માના જીવનની કથાનો સ્વાદ લેવા,-યોગ્ય સ્થાનમાં-શક્તિ પ્રમાણે અલ્પ મતિ પણ પ્રવેશ કરી શકે: દાખલા તરીકે જો અમૃત માણુસને મળી શકે એમ હોય તો તે શું એ લેવા પ્રયત્ન ન કરે ?

સ્થાન યોગ્ય હોય, ત્હેમાં તો મંદબુદ્ધિથી પણ શક્તિ હોય તે પ્રમાણે પ્રવેશ કરવો ઉચિત છે. અમૃતતો દેવોનેજ ઘટે, ને તે મળી શકે એમ હોય તોપણ ત્હેને આપણાથી નજ લેવાય એમ કરી ગ્રહણ ન કરવું એ યોગ્ય નથી. ૩

આદિ કાળમાં પણ તેમ કરવા શુચિ જનોએ પ્રયત્ન કરેલો છે ને ત્હેનું દૃષ્ટાંત હવેના શ્લોકમાં આપેલું છે.

શિખરિણી૦—નિરૂપ્યું પ્રેમેથી, ચરિત પ્રભુનું વ્યાસ મુનિએ,
ભૂ.મિશ્રોત્રે જાયા, મુનિ રૂષિ મહા વાલ્મીકજીએ:
વળી લજ્જા ત્યાગી, અતિ પ્રીત થકી અન્ય કવિઓ,
રચે સ્તોત્રો કાવ્યો, કહિ વિભુ તણાં ચારૂ ચરિતો; ૪

વસંત૦—માધુર્યગુણથી બનેલ અલંકૃતા જે,
શૃંગારભાવભૂષિતા પણ ગુણ યુક્તે,
એ ભારતી રમતી જયાંહિ પ્રફુલ્લ ચિત્તે,
સૃષ્ટા ગણાય તહિં શક્તિ થકી કવી તે. ૫

---

વ્યાસ મુનીએ પણ ત્હેનું ચરિત્ર વર્ણવ્યું છે; અને પૃથ્વીના રાફડારૂપી કર્ણમાંથી ઉત્પન્ન થયેલા વાલ્મીક મહર્ષીએ પણ કહ્યું છે, એટલુંજ નહિ પણ બીજા ઘણા કવિઓ લજ્જાનો ત્યાગ કરી તે મહાન્ સર્વેશ્વરનાં ચરિતોની સ્તુતિનાં કાવ્યો રચે છે.

શ્રી વ્યાસ મુનીએ, અને વાલ્મીકજીએ, મહાભારત, રામાયણ રચી પ્રભુનાં, કૃષ્ણ અને રામાવતારનાં ચરિતો ઘણી રૂડી રીતે વર્ણવ્યાં છે; પ્રશ્ન થાય કે એ તો મ્હોટા ઋષી મુની હતા, તો તરતજ જવાબમાં કહે છે કે માત્ર ત્હેમણેજ નહિ પણ બીજા ઘણા સાધારણ " કવી "ઓએ પણ તેમ કહ્યું છે.

ભાવાર્થ એજ કે—પરંપરાથી આ રીત ચાલતી આવેલી છે, માટે આ કાવ્ય કાંઈ અયોગ્ય નહિ ગણાય, તેમજ હાસ્યપાત્ર પણ નહિ થાય. હવે " કવી " કોણ કહેવાય તે વર્ણવે છે. ૪

માધુર્ય, અને ગુણરૂપી અલંકારથી શણગારાયલી, એટલે માધુર્ય તથા સદ્ગુણોવાળી, તેમજ શૃંગાર ને પ્રેમવાળી છતાં પણ શુચિ ગુણો ધારણ કરેલી, ને ત્હેનાથી શોભા પામેલી, એવી વાગ્દેવી, જે મનુષ્યના ચિત્તમાં પ્રફુલ્લતાથી વિલાસ કરે છે, એ કવી ખરેખરો પોતાની શક્તિથી સૃષ્ટા ગણાય છે.

બીજો ભાવાર્થ એવો છે કે, બ્રહ્મા, જેની સમીપ સરસ્વતી દેવી સારા અલંકારો ધારણ કરી, આનંદિત ચિત્તથી, શૃંગાર તથા પ્રેમપૂ-

હીંડી—નવિન સર્વ વસ્તુ, હોય એક કાળે,
તેજ પ્રાચીન, કાળાન્તર થકી થાએ;
તે થકીજ, ઉભય તણા ગુણે દોષે,
કલ્પના કરવી, ખચિત નથી યોગ્યે.— ૬

હરિગીત–યદિ અનઘ માર્ગે વિચરતાં પણ ક્વચિત વાણી પ્રમદતી,
ભાવિક જનો નવ નિન્દતા તે, નર્તકીની સમ કદી—૭

---

રિત, પણ મર્યાદામાં રહી, ઉચિત ભૂષણો ધારી, લીલા કરે છે એ કવી—એટલે ચતુર્મુખી બ્રહ્મા—સૃષ્ટા—એટલે કર્તા પોતાની શક્તિથી ગણાય છે. ૫

આવી રીતે એકજ શ્લોકમાં દ્વિઅર્થી ભાવ છે. કવિનાં કેવાં લક્ષણ હોય ત્હેનું વર્ણન કરી, હવે કાવ્યો નવાં છે કે જુનાં છે તે માટેજ ત્હેના તરફ ભાવ અભાવ રાખવો ઘટીત નથી તે કહે છે.

(દરેક) વસ્તુઓ જે એક કાળમાં નવીન હોય, તેજ બધી કાળાન્તરે પુરાતન થાય છે, તેટલાજ માટે એ બન્નેના ગુણ તથા દોષને એ ઉપરથી કલ્પવા એ ઘટીત નથી.

જ્યારે જે જે વસ્તુ બને તે નવીજ બને, જેમકે રામાયણ આદી કાવ્યો જ્યારે બન્યાં ત્યારે તે પણ તે કાળમાં નવાંજ હતાં. એનાં એ કાળ વીતતો જાય તેમ જૂનાં થતાં જાય છે, એટલા માટે આ જૂનું તે ખરૂં, ત્હેનીજ માન્યતા, તથા ત્હેનાજ ગુણો જોવા, અને આતો હાલનું, તેથી ત્હેના દોષો જોવા એ યોગ્ય નથી.

ભાવાર્થ કે–આ કાવ્ય નવું છે, એમાં તે શું હશે ? એમ કરી ત્હેનો તિરસ્કાર કરવો ઉચિત નથી. સર્વ કોઈ પોતાની શક્તિ પ્રમાણે કરશે, માટે કદાચિત્ ભુલ થાય તો તે ક્ષમા કરવી. શી રીતે ભુલ થાય તે કહે છે. ૬

અનઘ એટલે પવિત્ર માર્ગ ઉપર ચાલતાં છતાં કદાચિત્ વાણી પ્રમાદ કરે, એટલે કોઈ બાબતમાં ભુલ કરી દે, તોપણ ભાવિક જનો–ભાવ રાખનાર જનો–ભકતો–જેમ નર્તકીને નિન્દે નહિ તેમ તેની પણ નિન્દા કરતા નથી.

વસંત૦—લજ્જા તજી નિરૂપું વ્યાસજીનું કહેલ,
શ્રીવેદસાગરસુધારૂપ સારભૂત,
બુદ્ધિગતા જન તણા જીવનૌષધાર્થ,
શ્રીયાદવાભ્યુદય કેરૂં કહું વૃતાન્ત. ૮

શાર્દૂલ૦—ક્રીડાર્થે નિજ, એજ રમ્ય મધુરી, લીલારૂપી લેખણે,
પોતાથી થઈ આર્દ્ર ને ભર્યો દીધું કારૂણ્યનાં ભૂષણે,
આલેખ્યું, અતિ ભવ્ય ભાવથકી તે, ધાતા વિભુ શ્રીધરે
આ બ્રહ્માંડનું ચિત્ર, સુંદર વડું હર્ષે વળી એકલે. ૯

---

દષ્ટાન્તમાં નર્તકી મુકેલી છે. નૃત્ય કરનારી તે જેમ પવિત્ર રીતે વર્તતાં છતાં પણ કદાપિ ચેષ્ટામાં પ્રમાદ કરે તો ભાવિક જનો-તે નાચના ભેદ તથા ભાવ જાણનારા જનો-ત્હેના પ્રમાદની નિન્દા કરતા નથી; તેમ કવિએ કુપથ માર્ગ તો નજ લેવો, એટલે ત્હેના કાવ્યનો વિષયતો ભગવાનનોજ હોવો જોઈએ, ત્હેનું વર્ણન કરતાં અન્ય વિષયનું કથન પણ થઈ જાય તો તે ક્ષન્તવ્ય છે. તેટલા માટે કાવ્યમાં કાંઇ એવો પ્રમાદ કદાચિત્ થઈ ગયો હોય તો ક્ષમા આપવી. કાવ્યો, કવિ, ત્હેના ભાવો ઇત્યાદિ બાબત સમજાવી હવે ચરિત્રની શરૂઆત કરે છે. ૭

ઉપર બતાવેલાં કારણોથી—લજ્જાનો ત્યાગ કરી, શ્રીવ્યાસજીએ કહેલ મહાભારતરૂપી સમુદ્રમાંથી અમૃતવત્ જે શ્રીકૃષ્ણચરિત્ર છે, ત્હેનું હું નિરૂપણ કરૂં છું, ને બુદ્ધિમાન જનોના જીવનમાં ઔષધરૂપ થઈ પડે, એટલા માટે શ્રીયાદવાભ્યુદયનું વૃત્તાન્ત કહું છું.

બુદ્ધિમાન ભાવિકોને પ્રભુનું વૃત્તાન્ત ભોગ્ય થઈ પડે છે, તેમજ જીવનના દુ:ખના સમયમાં ઔષધરૂપ પણ થાય છે. અથવા જીવના ઉજ્જીવન માટે ખરૂં ઔષધ શ્રીહરિનું ભજન છે. તે શ્રીકૃષ્ણનો ઉદય જે વંશમાં થયો તે વંશની પણ ઉત્પત્તિ જેથી થઈ ત્યાંથી એટલે આદિ મૂળથી કાવ્યનો આરંભ છે. શ્રીકૃષ્ણ પરમાત્માના ઉદયનું આ કાવ્યમાં કથન કરેલ છે, એટલે ત્હેનો વિષય શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર છે. ૮

નિજ ક્રીડાને અર્થે તેજ લીલા (ક્રીડા)રૂપી રમણીય મધુરી લેખણે-પીંછીએ;-વળી કૃપાથી આર્દ્ર થઈ, સ્વકરૂણારૂપી ભૂષણોથી

હરિણી—નિખિલ જગની શોભારૂપી પ્રહર્ષદ ચંદ્ર જે,
નિજ હૃદયથી, ધાતાએ, તે કિધો નિરમાણ ને,
જગતવિભુએ, એ જ્યોતિને, સમગ્રનોં મધ્યમે,
સૃજી, સ્થિર કર્યો, મૂર્તિરૂપે, અનુગ્રહ કારણે. ૧૦

---

ત્હેને શણુગારી, માત્ર દયાભાવથીજ તે પરમકૃપાળુ ધાતા શ્રીધર વિભુએ આ બ્રહ્માંડનું સુંદર વડું ચિત્ર માત્ર એકલે હસ્તે હર્ષે કરીને આલેખ્યું-ચિતર્યું છે.

સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય કે પ્રભુ તો સર્વ ત્યાજ્ય વસ્તુનો ટાળનાર તથા કલ્યાણકારી આદિ અનેક ગુણોથી ભરપૂર છે ત્યારે આમ માત્ર પોતાના આનંદ લીલાને ખાતર આવું સુંદર જગત બનાવીને પાછું વીખી નાંખે છે, ઇત્યાદિનું શું કારણ ? તો તરતજ બીજા વાક્યથી ત્હેનો ખુલાસો મળે છે કે માત્ર લીલાનેજ અર્થે નહિ પણ સર્વ આત્માઓની ઉન્નતિને સારૂ, ત્હેમને અજ્ઞાન અવસ્થામાં છતી શક્તિએ પડી રહેલા જોઇ ત્હેમના ઉપર દયા આવવાથી, માત્ર કૃપાથી, આત્માઓના લાભ સારૂ જગતની ઉત્પત્તિ કરી છે, અને તે ઉત્પન્ન કરનાર બીજું કોઇ નહિ પણ શ્રીધર એટલે લક્ષ્મીજીને ધારણ કરનાર શ્રીપતિ વિષ્ણુ-પુરૂષોત્તમ-તેજ છે. માત્ર વિભુથી તો ગમે તે દેવ ગણાય પણ આતો પ્હેલુંજ શ્રીધર મુકે છે, એટલે કયા દેવ તે બાબત મનમાં કોઈપણ જાતની શંકાજ ન રહે. ૯

હવે જગત ઉત્પન્ન કરી ત્હેમાં ઉત્પન્ન કરેલાંઓના આનંદને સારૂ શું કર્યું છે તે કહે છે.

અખિલ જગતને આલ્હાદિત—આનંદિત—કરતો, ને તેમાં શોભારૂપી થતો એવો જે ચંદ્ર તે, એ ધાતાએ પોતાના હૃદયમાંથી નિર્માણ કર્યો, અને જે જગતનો પોતે વિભુ અને રક્ષક છે એણેજ સમગ્રની મધ્યમાં, એ જ્યોતિને સરજ્યા પછી, પોતાના અનુગ્રહવડે-મૂર્તિના રૂપે-મૂક્યો, એટલે અનુગ્રહ સાકાર દેખાડ્યો, સૌને પ્રત્યક્ષ સમજાવ્યો.

ચંદ્ર સર્વ કોઈને આનંદદાયક છે. પોતે જે પ્રજાનો રક્ષક છે ત્હેને ખુશી રાખવા શ્રીહરિએ પોતાના મનમાંથી ચંદ્રમા ઉત્પન્ન કર્યો. પોતાની કૃપાની નિશાનીરૂપ ત્હેને ગણીને, એ કૃપાનું ચિન્હ તેણે મૂર્તિના રૂપમાં-એટલે ચંદ્રમાના આકારમાં મૂકી-જણાવ્યું.

**ચોપાઈ**—ચંદ્ર પુત્રના વંશમાં પ્રકટ્યો પુણ્યકીર્તિ પુરૂરવ બળીયો;
જ્યાં પવિત્ર ગાંધર્વો રહે છે; અગ્નિસેવા થકી જે મળે છે
સ્વબળથી પહોચ્યો ત્હેને ઠાર, સ્થિર રહી ત્યાં કર્યોજ વિહાર.૧૧

**હરિગીત**—તે વંશની જ પરંપરાએ, વૃદ્ધિ સમૃદ્ધિ થઈ,
ને કીર્તિનાં મુક્તાફળોથી, દિશ દશે શોભી ગઈ.—૧૨

---

વિશ્વના પ્રાણીનું પોષણ ઔષધીઆદિથી થાય છે, ને ઔષધીયોનો પોષક રસાત્મક ચંદ્રમા છે, ત્હેને તેવો, તેટલાજ માટે આ પૃથ્વીપર પ્રભુએ કર્યો છે, અને એ રીતે તે અમારા પોષણ માટે પ્રભુનો પ્રતિનિધિ, ત્હેની કૃપાની મૂર્તિજ છે. ૧૦

એ ચન્દ્રના વંશમાં પુણ્યકીર્તિ પુરૂરવ નામનો મહા બળવાન રાજા પ્રકટ્યો, અને ગાંધર્વ લોક જે ઘણા પવિત્ર છે, ને જે સ્થાન અગ્નિની સેવાથી પ્રાપ્ત થાય છે, તે સ્થાને પુરૂરવ નિજ બળથી પહોંચ્યો, અને ત્યાં સ્થિર રહી વિહાર કર્યો.

વિક્રમોર્વશી નાટકમાં આ પુરૂરવનું ચરિત્ર છે, જેનું મૂળ મહાભારતમાં છે. તે પુરૂરવ રાજા પુણ્યકીર્તિ કહેવાયો કારણકે પુણ્યથી ત્હેણે યશ મેળવ્યો હતો. ઉર્વશીને મેળવવા ત્હેણે ગાંધર્વના લોક માટે અગ્નિનું સેવન કરીને, પોતાના બળથી તે લોકમાં પહોંચ્યો, અને ત્યાં રહી ઉર્વશી સાથે વિહાર કર્યો. જે ચંદ્ર શ્રી પુરૂષે ત્તમે પોતાના હૃદયમાંથી ઉત્પન્ન કર્યો, ત્હેના પુત્રના વંશમાં પુરૂરવ ઉત્પન્ન થયો, એ રીતે આગલા શ્લોક સાથે આ સબંધ ધરાવે છે. તેમજ એ વંશમાં શ્રીમન્ નારાયણ શ્રીકૃષ્ણરૂપે પ્રકટ્યા તે પણ સંબંધજ છે. હજી એક પછી એક ત્હેમના પિતાસુધી વંશાવળી બોલે છે. ૧૧

એ વંશની પરંપરાએ, વૃદ્ધિ તથા સમૃદ્ધિ થતી ગઇ, ને યશરૂપી મુક્તાફળો—મોતી—થી દસે દિશા શોભી ગઇ. અર્થાત્ કે ચોતરફ ત્હેમના વંશની કીર્તિ પ્રસરી.

વળી બીજો ભાવાર્થ એમ છે કે એ વંશની—વંશની એટલે વાંસની—પેઠે વૃદ્ધિ થઈ, વાંસમાં એકેક ઉપર ગાંઠા બંધાઈ જાય ને ત્હેમાંથી મોતી ઉડી દસે દિશા (પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, વાયવ્ય, નૈઋત્ય,

હરિ.—જે રીતથી સાગર વિશેથી, હસ્તી ઐરાવત બન્યો,
એ શુદ્ધ વંશે તે પ્રકારે, નહુષ નૃપતિ ઉદ્ભવ્યો;
વળી ઇન્દ્ર રાજાના પ્રયાણે, સર્વ દેવોએ મળી,
ને સ્થાપીઓ તે સ્થાનમાં, એ ભૂપતિને પ્રીતથી. ૧૩

દીંડી—પૃથ્વીચક્રતણા સર્વ જે નરેન્દ્રો,
ધરી નહુષનામચિન્હઅલંકારો;
તેજ વીર તણા, જંગમ આકારે,
જયસ્થંભરૂપ, થયા સર્વ ઠારે— ૧૪

---

ઇશાન, અગ્નિ, આકાશ ને પૃથ્વી એ મળી દસ દિશા ગણાય છે તે) શોભી રહે તેમ આ વંશજોએ કીર્તિ ફેલાવી વંશ શોભાવ્યો.

વાંસમાંથી મોતી પેદા થાય છે, એવી માન્યતા છે. તે ગાંઠામાંથી નીકળે છે તેમ એકમાંથી બીજાની પેઠે એક પિતાથી બીજો પુત્ર, ને ત્હેમાંથી યશ ફેલાય; વાંસ એકદમ વધે છે એમ કહેવાય છે તેમ આ વંશ વધતો આવ્યો; મુક્તાફળ શ્વેત તેમ યશ પણ શ્વેત-નિર્મળ હોય તે ઉત્તમ છે. ૧૨

જેમ સમુદ્રમાંથી, ઐરાવત હાથી ઉત્પન્ન થયો છે, તેમ ચંદ્રવંશ-શુદ્ધ કુળમાં-નહુષ નૃપતિ ઉત્પન્ન થયો; અને જ્યારે ઇન્દ્રનો ત્યાગ કાળ આવ્યો ત્યારે સર્વ દેવોએ મળીને તે ભૂપતિને પ્રીતિથી ઇન્દ્રને સ્થાને સ્થાપ્યો.

આ કથા શ્રીમહાભારતમાં છે. જ્યારે ઇન્દ્ર વત્રાસુરવધથી લાગેલ બ્રહ્મહત્યાથી કમળમાં છુપાઇ રહ્યો હતો ત્યારે સર્વ દેવોએ પોતામાંથી કોઇ ઇન્દ્રપદને યોગ્ય ન હોવાથી પૃથ્વી ઉપર રાજ્ય કરતા નહુષને પસંદ કર્યો, કારણ કે સો યજ્ઞ કર્યા હોય ત્યારે ઇન્દ્ર પદ પ્રાપ્ત થાય છે ને નહુષે સો યજ્ઞ કર્યા હતા, તેથી ત્હેને જ યોગ્ય ધાર્યો. શ્રીકૃષ્ણ પરમાત્મા જે વંશમાં પ્રકટ થયા તે વંશ કાંઈ સાધારણ નહોતો, ને તે બતાવવાનોજ આ સર્વ રાજાઓના સદ્ગુણ વર્ણનનો હેતુ છે. ૧૩

આખી પૃથ્વીના સર્વ રાજાઓ, નહુષ રાજાનાં નામ ચિન્હરૂપી અલંકારો ધારણ કરી, પૃથ્વી પરનાં સર્વે સ્થળે, ત્હેના જયસ્થંભરૂપે,

ચોપાઈ-જેમ પ્રવીણ વિશારદ જનની, સર્વ કીર્તે સરસ્વતી ગુણી;
તેમ ભૂપની દુર્ધર શક્તિ, શત્રુઓ પણ સ્તવતા અતિ—૧૫

ઉપેંદ્ર.-ઉત્સાહના ભાવથી જેવી રીતે, ઉત્પન્ન થાતો રસ વીર પ્રીતે;
થયો યયાતિ—નૃપપુત્ર—તેવો, અર્ધાસને શક્રની સાથ બેઠો. ૧૬

---

પરંતુ સ્થિર નહિ પણ જંગમ આકારે એટલે હરતા ફરતા, તે પ્રતાપી વીર ખાતર રહ્યા હતા.

ભાવાર્થ કે સર્વ રાજાઓ ઉપર ત્હેણે વિજય કર્યો હતો—અને તેથી જેમ જ્યાં જીત મેળવી હોય ત્યાં જયસ્થંભ સ્થાપે તેમ-ત્હેના (નહુષના) જયસ્થંભરૂપ દરેક સ્થળના રાજાઓ થયા હતા. જયસ્થંભ તો પથ્થરોથી બાંધીને કરે તેથી સ્થિર રહે પણ આતો સર્વ રાજાઓજ એ રૂપે રહ્યા હતા તેથી જંગમ આકારે એમ કહ્યું છે. જયસ્થંભ ઉપર જેમ લેખ હોય છે તેમ આ રાજાઓ પર તે સાર્વભૌમનાં ચિન્હ હતાં. ૧૪

જેમ ઘણાજ વિદ્વાન ને નિપુણ જનની સરસ્વતી (વિદ્યા)ની જગતમાં સર્વે લોકો પ્રશંસા કરે છે તેમ નહુષની—કોઇ સામે ન ટકી શકે એવી—દુર્ધર શક્તિની (સર્વે લોકો) ત્હેના શત્રુઓ સુદ્ધાંત સ્તુતિ કરતા.

પ્રવીણ માણસની વિદ્યા દૃષ્ટાન્તમાં મુકેલ છે. ગમે તો તે વિદ્વાનનો કોઇ શત્રુ હોય તોપણ ત્હેની વિદ્યા અગાધ હોય પછી પ્રશંસા કર્યા વિના રહેવાયજ નહિ તે રીતે નહુષની એવી દુર્ધર ને અપાર શક્તિ હતી કે ત્હેના દુશ્મન પણ ત્હેની સ્તુતિ કરતા. ૧૫

જે પ્રકારે ઉત્સાહમાંથી વીરરસ ઉત્પન્ન થાય છે, તેવી રીતે નૃપને, નહુષને, યયાતિ નામનો પુત્ર ઉત્પન્ન થયો, અને તે ઇંદ્રનું અર્ધાસન જીતી ત્હેની સાથેજ બેઠો.

ભાવાર્થ કે અરધું રાજ્ય મેળવી ઇંદ્રના આસનનો ભાગીયો થયો. ઉત્સાહમાંથી વીરરસ ઉપજે છે એવું દૃષ્ટાંત છે. નહુષ જેવા ઉત્સાહી રાજાને, ત્હેના ઉત્સાહમાંથી વીરરસ જેવો વીરરસવાળો બળવાન પુત્ર પ્રકટ્યો. આ યયાતિની કથા મહાભારતમાં છે; અને તે આગલી વાર્તાનું અનુસંધાન છે. ૧૬.

**હરિગીત**—એના અતીવ વિશાળ ઉરની, ઉભય બાજુએ દીપે,
બે બાહુ ત્હેને અન્ત ભાગે, શિખર રૂપે સ્કન્ધ બે,
કરી અર્ધ આસન એક સ્કન્ધે, ભૂમિ દેવી ત્યાં ઠરી,
ને શૌર્યની લક્ષ્મિ વિરાજે, અન્ય અર્ધાસન કરી.–૧૭

**ગીતિ**—શક્તિ નવ કો ધરતું, વિલોપવા નિદેશ તે રાજાનો;
પ્રાપ્ત વકતૃની રીતે, સ્વ–પર નિર્વાહ પ્રમાણથી કરતો–૧૮

**અનુષ્ટુપ્**—તાપથી આર્તને જેમ, તડાગ શાંતિરૂપ છે;
નિર્જરા–દેવ–લોકોને, જે રીતે ઇન્દ્ર પૂજ્ય છે,
ને વળી ભવ્ય ભાવોને, જે રીતે રસ શ્રેષ્ઠ છે.
સેવતા'તા યયાતિને, નરેન્દ્રો ગણી તે રીતે. ૧૯

---

એના અત્યંત વિશાળ ઉરની બંને બાજુએ, જે બે હસ્ત, ત્હેને છેડે બે શિખરરૂપી સ્કન્ધ તેમાં એક ઉપર ભૂમિદેવી અરધું આસન કરીને તથા બીજી બાજુ વીરની દેવી અરધું આસન કરી બેઠેલી હતી.

તાત્પર્ય કે ત્હેની છાતી, હાથ, સ્કન્ધ, વગેરે બહુ વિશાળ હતા. એ કહી એના રૂપનાં વખાણ કરેલ છે. પૃથ્વીનો તેમજ શૌર્યનો ભાર માથે રાખેલો હતો. એટલે રાજા તરીકે બહુ સારી રીતે કામ કરતો; ભૂમિદેવી, તથા શૌર્યની દેવીએ ત્હેની બંને બાજુના સ્કન્ધપર આવી વિશ્રામ લીધો હોય એવું ભાસતું હતું. ૧૭.

એક વક્તા જેમ પોતાનો તથા પરનો નિર્વાહ પ્રમાણથી કરે છે તેમ તે રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કોઈ કરી શકતું નહોતું.

એટલે જેમ—પ્રમાણ—શાસ્ત્રને તાબે સહુ હોવાથી સારો વાદ કરનાર ત્હેનો જે નિર્વાહ પોતાના તથા પરના પક્ષ માટે કરે તે બેઉને કબુલ રાખવો જ પડે એવો હોય તેમ એ રાજાની આજ્ઞા એવીજ થતી કે તે જેની પ્રત્યે થઈ હોય તે તોડી ન શકે; શાસ્ત્ર જેમ ઉભય પક્ષનો નિર્વાહ કરે છે તેમ ત્હેની આજ્ઞા ઉભય પક્ષના નિર્વાહ માટે પુરતી હતી; જે તોડે ત્હેને તેથી હાની થવાજ સંભવ તેથી ત્હેનું ઉલ્લંઘન થતું નહિ. તાત્પર્ય કે ત્હેની આજ્ઞા શાસ્ત્ર જેવી જ પ્રબળ હતી. ૧૮

તાપથી પીડિત થયેલાંને જેમ તળાવ શાંતિરૂપ છે, જરા–ઘડપણ–ન આવે તેવા નિર્જર દેવોને જેમ ઇન્દ્ર પૂજ્ય છે, ને વળી ભવ્ય

૪૯૮૯



વસંત૦—ત્હેનોજ પુત્ર યદુ નામથી જે પ્રસિદ્ધ,
તે વંશ સંતતિ બધી પ્રકટી અતુલ્ય;
ચિત્રોની માંહિ કુલ કૃત્સ્ન સમાન દીસે,
કિન્તુ ન અન્ય ભૂમિ ઊપરં તુલ્ય ભાસે. ૨૦

મંદા૦—લક્ષ્મીજીનાં કમળ પરના જેમ ભૃંગો બતાવે,
તે દેવીને-લલિતધ્વનિથી, એ પ્રતિ આવતાને;
સંતોષે તે, નૃપતિ બહુધા, એ પ્રકારે કરીને,
ભીક્ષુ માગે, દીન બનિજ જે, "દેહિ" એવું વદીને. ૨૧

---

ભાવો-હૃદયની ભવ્ય મનોવૃત્તિને જેમ રસ-શૃંગાર શ્રેષ્ઠ છે, તેવી બધી રીતે યયાતિને યોગ્ય ગણીને સર્વે રાજાઓ ત્હેની ઉપાસના કરતા હતા.

અહીં બીજા રાજાઓને યયાતિ કેટલી રીતે ઉપયોગી હતો તે સમજાવેલ છે. તે શાંતિરૂપ હતો, પૂજ્ય હતો, અને સર્વમાં શ્રેષ્ઠ પણ હતો, અને એ બધી રીતે એની યોગ્યતા કબુલી સર્વ રાજાઓ ત્હેની સેવા કરતા. જેમ ઉપર કેહેલાં દૃષ્ટાંતમાં બધાં આદર્શ જનો માને છે, તેમ તેઓ સર્વ ત્હેને શાંતિદાયક, શ્રેષ્ઠ ને પૂજ્ય માનતા. ૧૯

તે યયાતિને યદુ-જેનું નામ પ્રસિદ્ધ છે-તે નામનો પુત્ર ઉત્પન્ન થયો, અને ત્હેના વંશમાં બધા વંશજો અતુલ્ય થયા. તે આખા કુલના બધા વંશજો તો સરખી આકૃતિના હતા. પરન્તુ ત્હેમની સમાન આકૃતિવાળા આ પૃથ્વી પર કોઈ બીજા વંશવાળા થયાજ નહોતા. એટલે એ બધાથી ચઢીયાતા હતા.

ભાવાર્થ કે એ વંશજોની આકૃતિ આલેખીને મુકી હોય તો ઓળખી શકાય કે આ સર્વે એક કુળના છે. પણ અન્યથી તો તેઓ બહુ જુદા પડતા ને તેથીજ અતુલ્ય વિશેષણ છે. ૨૦

જેમ લક્ષ્મીજીના કમળ પર રહેલા ભ્રમરો દેવીની પાસે આવતાં જનોને પોતાના લલિત ધ્વનિથી—મધુર ગુંજારવથી—તે દેવીને બતાવે છે, તેમજ એ યદુ નૃપતિ સામાન્ય રીતે ભિક્ષુકો જે દીન બનીને "દેહી"-આપો-એમ માંગે ત્હેને સંતોષતો; અર્થાત્ લક્ષ્મી-પૈસા-બતાવતો ને તે પણ ભ્રમર જેવા મધુર સ્વરે કરીનેજ.

ગીતિ—યદિ શુદ્ધ છે તોયે, ચોથ ચંદ્ર ચંદ્રિકા નથી ગ્રાહ્ય,
તેમ વૃત્તહીનોની, વિદ્યા ન હતિ નૃપતિને ગ્રાહ્ય. ૨૨

હીંડી—યોગ્ય યાચકને અધિક તેજ દેતો,
પ્રાર્થતો ન અન્યવાર ભિક્ષુ તે તો,
પ્રથમ પ્રાર્થનાજ અન્તની ગણાતી,
સ્પૃહા એવી રીતે સર્વ પૂર્ણ થાતી. ૨૩

---

લક્ષ્મીજીને ઇચ્છીને કોઈ ત્હેની સમીપ આવે ત્હેને જેમ ભ્રમર પોતાના ગુંજારવથી બતાવે છે કે આ રહ્યાં તે દેવી, તેમજ રાજા કાંઈ પણ અચકાયા વિના યાચકોને મધુરતાથી જવાબ આપી પોતાનો ખજાનો ત્હેની સમક્ષ ખુલ્લો મુકતો; તાત્પર્ય કે ત્હેમને પૂર્ણ રીતે સંતોષતો. તે જેટલો લક્ષ્મીવાન હતો તેટલોજ ઉદાર પણ હતો ને તેથીજ જેમ ભ્રમર લક્ષ્મીજી બતાવે, તેમ તે પણ કરતો. ૨૧

જેવી રીતે ભાદરવા મહિનાના ચોથના ચંદ્રની ચંદ્રિકા-કિરણો-શુદ્ધ છતાં પણ અગ્રાહ્ય-અદર્શનીય-છે તેવીજ રીતે તે રાજાને વૃત્તહીન-આચાર વિનાના-જનની વિદ્યા અગ્રાહ્ય હતી.

તાત્પર્ય કે રાજા એકલી વિદ્યા ઉપર મોહીને અપાત્રને પણ દ્રવ્ય ન આપતો, એટલે જો તે વિદ્વાન આચાર રહિત હોય તો ત્હેની વિદ્યાને રાજા બહુ માન ન આપતો. દૃષ્ટાંતમાં ભાદરવા મહિનાની શુકલ પક્ષની ચોથ મુકી છે. એવી માન્યતા છે કે એ ચોથના ચંદ્રને જોવામાં આવે તો જોનાર માણસને માથે વિના કારણે ખોટું કલંક આવે. ૨૨

યાચક યોગ્ય હોય ત્હેને તે માગણીથી અધિકજ આપતો, ને તેથી એ ભિક્ષુકને ફરી યાચના કરવા જરૂરીયાત ન રહેતી; પ્રથમ પ્રાર્થનાજ છેલ્લી ગણાતી કારણ કે દરેક અભિલાષા એવી પૂર્ણ રીતે-બલકે અધિકતાથી-પરિપૂર્ણ થતી કે બીજી વાર ત્હેને માંગવા જરૂરજ ન પડતી.

અહીં યોગ્ય યાચકને તે કેટલા ઉદાર દીલથી આપતો ને ત્હેની ઉદારતા કેટલી બધી હતી તે બતાવવાનો હેતુ છે. ૨૩

ઉપેંદ્ર૦—તે ભૂપતિ નિર્ધૂત લક્ષ રાખી, મહાબળી ના ચુકતો કદાપિ;
દ્વિતિય વેળા નહિ તેથી થાતું, સન્ધાન તો શત્રુ અને શરોનું. ૨૪

લલિત૦—પકડો દણ્ડને, ન્યાય શીલ તે, પ્રબળ શત્રુનો, અન્તકારકે,
અધિપ દક્ષિણે, લોકપાળ જે, અતિ અપેક્ષતા, દેવ તેહને, ૨૫

ચોપાઈ—યશ પુષ્પતણી સુગન્ધી યદુ સંતાન પાદપે પ્રસવી
બહુ શાખ ક્ષમા તલ માંહિ, વિબુધો પ્રીતિ અર્થે થઈ. ૨૬

---

તે મહાબળી રાજા નિર્ધૂત લક્ષ રાખી, શત્રુ તથા શરનું સન્ધાન બીજીવાર કદી કરતો નહિ, અને તેમાં કદી ચુકતો નહોતો.

દ્વિઅર્થી ભાવ આમાં રહેલો છે. તે રાજા નિર્ધૂત–ધૂર્તતા–ઠગાઈ–વિના બરોબર લક્ષ રાખી, શત્રુઓનું સન્ધાન–સન્ધી–કરતો, ત્હેમાં કદી ભૂલ ન કરતો, તેમજ તે એવી સારી રીતે કરતો કે તે બીજીવાર કરવા, અથવા સુધારવા જરૂર ન પડતી.

બીજો અર્થ એમ છે કે તે રાજા નિર્ધૂત–છોડેલા–બાણનું લક્ષ્ય–નિશાન–ધ્યાનમાં રાખી ત્હેનું સન્ધાન એવી રીતે કરતો કે ત્હેમાં કદી ચુકતો નહિ અને તે બીજી વેળા સાંધવું પડતુંજ નહિ કારણ કે ધારેલી જગ્યાએ તે વીંધી શકતો. ૨૪

તે રાજા જે દણ્ડયુક્ત, ન્યાયશીલ–સર્વ તરફ સમાનતાથી વર્તે તેવો, તથા શત્રુનો અન્તકારક–હણનાર, અધિપ, દક્ષિણ–રાજ્ય ઉપર અમલ કરવા યોગ્ય, તથા લોકપાળ હતો. ત્હેને સર્વ દેવો અપેક્ષતા–માન આપતા.

પણ આ દ્વિઅર્થી ભાવનો શ્લોક છે. ઉપર કહ્યું તે રીતે રાજાને વર્ણવ્યો છે ને બીજા અર્થમાં આ પ્રમાણે છે. દક્ષિણ લોકપાળ–એટલે યમદેવ–જે દણ્ડધારી, ન્યાયશીલ, શત્રુનો હણનાર ને અધિપ છે તે સર્વ દેવોને માનનીય છે. ૨૫

યશનાં પુષ્પરૂપી સુગન્ધી યદુ સંતાન પાદપ—એટલે એ વંશના સર્વ વંશજોએ ફેલાવી અને ત્હેની બહુ શાખા વિબુધો–વિદ્વાનોની પ્રીતિ સારૂ ક્ષમાતલ–પૃથ્વી–ઉપર ઉત્પન્ન થઇ. આ પણ દ્વિઅર્થી ભાવનો શ્લોક છે. સંતાન–કલ્પદ્રુમ–વૃક્ષે યશપુષ્પતણી સુગંધી બહુ દૂર સુધી ફેલાવે છે,

અનુષ્ટુપ્—સંભવ્યા વંશમાંહિં તે, વસુદેવ ક્ષિતીશ્વર
પૂર્વ જન્મે હતા તાત, દેવ દાનવ યૂથના. ૨૭

ઉપેંદ્ર૦-સ્વરો થયા તે વીર જન્મ વેળા, સુદુન્દુભિ આનક દિવ્ય કેરા;
ગણાઇને આનક દુન્દુભિ એ, પ્રસિદ્ધ તે નામ થકી થયા છે. ૨૮

હરિગીત—નિર્મળ અને સત્વે ભર્યાં વસુદેવજીના જન્મથી,
જે ભૂમિ રજ તમ ધારતી, તે તેથીં નિવૃત્તા થઈ.
તે દેવીં જાણે મોહની મૂર્છા મહિંથી જાગતી,
ને ધર્મરૂપી શ્વાસ લેતી, હોય એવી ભાસતી— ૨૯

---

અને દેવલોકની પ્રીતિ મેળવવા સારૂ એ વૃક્ષની બહુ શાખાઓ ક્ષમાતલ-સ્વર્ગમાં-ઉત્પન્ન થાય છે. ૨૬

એ વંશમાં ક્ષિતીશ્વર-પૃથ્વીપતિ-શ્રી વસુદેવ જન્મ્યા જે પૂર્વ જન્મમાં દેવ તથા દાનવના યૂથ-ટોળા-ના પિતા હતા.

પૂર્વ જન્મમાં વસુદેવ કશ્યપ મુનિના અવતારે હતા. ત્હેમને દિતિ અને અદિતિ કરીને બે પત્નીઓ હતી; દિતિના દૈત્ય, અને અદિતિના દેવો એમ ત્હેમને પુત્ર હતા. આ કથા શ્રીમદ્ ભાગવતમાં છે. ૨૭

તે વીરના જન્મવેળા દિવ્ય દુન્દુભી ને આનકના સ્વર થયા, ને એ કારણથી ત્હેમનું નામ આનકદુન્દુભી ગણાયું, તથા એ નામથી તેઓ પ્રસિદ્ધ થયા.

આનક અને દુન્દુભી તે નગારાં જેવાં હોય છે; મહાન્ જનોના જન્મ સમયે કાંઇક દિવ્ય ચિન્હ થાય છે, તેવુંજ આ વખતે થયું. દિવ્ય-દૈવી "આનકદુન્દુભી" વાગવાથી એમનું "તે" નામ પડયું. ૨૮

નિર્મળ શુદ્ધ અને સત્વગુણથી ભરપૂર એવા શ્રી વસુદેવજીના જન્મથી, ભૂમી જે રજ તમ ગુણોથી ભરેલ છે તે ત્હેમાંથી (બન્ને ગુણમાંથી) નિવૃત્ત થઈ, અને જાણે મોહની મૂર્છામાંથી જાગૃત થતી ધર્મરૂપી શ્વાસ લેતી હોય એવું ભાસવા માંડયું.

પૃથ્વી તે સમયે કંસ આદિ દુષ્ટ જનોથી ભરપૂર હતી ને તેથી જાણે કંટાળી મોહ મૂર્છા પામી હોય એવું જણાતું પણ વસુદેવજીના જન્મથી ત્હેમને ઘેર શ્રી પુરૂષોત્તમ કૃષ્ણરૂપે પ્રકટ થશે ને તેથી પાપીનો નાશ થશે

**હરિણી**—સઘળો ધુતિમાં, જે છે શ્રેષ્ઠ, દિવાકર તે રૂપે,
સકળ જગનાં, રત્નોના છે સમુદ્રજ તે રૂપે,
વળી સુજનમાં, સાધુઓના સહાય રૂપે થઈ,
પૃથિવી ઉપરે, વિષ્ણુ જેવા, થયા વસુદેવજી. ૩૦

**વસંતતિલકા**—જે પત્નિ ત્હેની હતી બે પ્રિય પૂર્વ જન્મે,
પ્રખ્યાતી પામી વિભવે મુનિપત્ની રૂપે,
તે બે ગૃહિણી પ્રકટીજ મનુષ્ય લોકે,
શ્રી રોહિણી શ્રીમતિ **દેવકીને** સ્વરૂપે. ૩૧

**ગીતિ**—અક્ષુદ્ર ગતિવતી બે, રાખી પરસ્પર અતીવ આસક્તિ,
થઈ રસ એક, પતિસહ, ગંગા યમુનાજી સમાન વહતી. ૩૨

---

એવું પ્રથમથી સમજી ધર્મરૂપ શ્વાસ લેતી જાગૃત થવા માંડી હોય એવો ભાસ થતો હતો. ૨૯

સઘળી જ્યોતિમાં શ્રેષ્ઠ જે દિવાકર-સૂર્ય-તેવા સકળ જગતમાંના રત્નોના જેમ રત્નાકર સમુદ્ર છે તેવા, સજ્જનોમાં, સાધુઓના સહાયરૂપ થઇ પડે તેવા, શ્રી વસુદેવજી પૃથ્વી ઉપર ત્હેના વિષ્ણુ-પાળક-જેવા થયા.

ભાવાર્થ કે તેઓ ઉદાર, તેજવાન તથા સર્વ ગુણો આદિથી ભરપૂર તથા પૃથ્વીના વિષ્ણુરૂપ ત્હેના પાળક હતા. ૩૦

પૂર્વ જન્મમાં-જ્યારે તેઓ કશ્યપ મુનિને અવતારે હતા ત્યારે જે બે પત્નીઓ મુનિપત્નીરૂપે વિભવથી-મહાત્મ્યથી-પ્રખ્યાતિ પામી હતી તેજ બે આ વખત મનુષ્ય લોકમાં શ્રી રોહિણીજી તથા શ્રીમતિ દેવકીજી સ્વરૂપે પ્રકટ થયાં.

એટલે જેમ કશ્યપ મુનિના વસુદેવ અવતાર થયા, તેમજ ત્હેમની પત્નીઓ સુરભી તથા અદીતિ શ્રી રોહિણી દેવકીરૂપે પ્રકટયાં. ૩૧

અક્ષુદ્ર—ક્રૂર નહિં-તેવી ગતિ-ચાલ-વાળી તે બન્ને પત્નીઓ પરસ્પર અત્યંત આસક્તિ-અનુરાગ-રાખીને પોતાના પતિની સાથે સમાનતાથી શ્રીગંગા તથા યમુનાજીની પેઠે-એકરસ-સમાન પ્રેમી-બનીને વહેતી હતી.

હરિગીત—છે શીલવ્રતઆદિ ગુણોમાં, પત્નિ જે અનુરૂપ બે
સંતોષતા સમ પ્રીતથી, વસુદેવજી સરખી રીતે;
તે વ્યક્તિના હેતુ રૂપે એ, ગાઢ દંપતિ સ્નેહથી
ત્યાં પ્રકટીયા શ્રીશેષ સાથે, શેષશાઈ શ્રીહરિ—૩૩

શિખરિણી—સ્પૃહા ના સામ્રાજ્યે, હતી કદી વસુદેવજી તણી;
સદા અર્થો કામો થકી વિમુખ રે'તા દૂર અતિ,
અનાયાસે પ્રાપ્તિ, થતી હતીજ ઐશ્વર્ય તણી જે
અઋણી થાવાની રૂચિ થકીજ લેતા અનુભવે. ૩૪

---

આનું આ પાછું નદી પરત્વે પણ લાગુ પડે છે. અક્ષુદ્ર-અતિ મંદ નહિ, એવી ચાલથી જે પ્રમાણે શ્રી ગંગાયમુના પોતાના પતિ સમુદ્ર સાથે, એકરસ-લવણમય-થઈ વહે છે તેમ આ બન્ને પત્ની વર્તતી. ૩૨

શીલવ્રત આદિ ગુણોમાં અનુરૂપ-સમાન-જે બે પત્નીઓ ત્હેને શ્રીવસુદેવજી સમાન પ્રીતિથી, સરખી રીતે સંતોષતા, અને એ ગાઢ દંપતિ સ્નેહથી પ્રાદુર્ભાવ થઈ ત્હેને હેતુરૂપ બનાવીને શેષશાઈ ભગવાન્ શ્રી હરિ ત્યાં શેષજી સાથે પ્રકટ્યા.

પત્નીઓ જેમ સમાન હતી તેમ વસુદેવજી પણ સમાન પ્રીત રાખતા; શીલ એટલે સ્વભાવ ગુણોમાં, અને વ્રત એટલે આચરણમાં તે બેઉ પત્નીઓ અનુરૂપ, એટલે પતિને પસંદ પડે-છાજે તેવુંજ વર્તન રાખતી. અને શ્રીવસુદેવજી પણ તેવોજ પ્રેમ ઉભય પર બતાવી, ત્હેમના ગુણો ને આચરણની બુઝ જાણતા; એથી પરસ્પર દાંપત્ય પ્રેમ વૃદ્ધી થયે જતો, અને એવા પવિત્ર સ્નેહને, પરિણામે પવિત્રમાં પવિત્ર પરમાત્મા પણ એમને ત્યાં પ્રકટ્યા અને સાથે શેષને પણ લાવ્યા. પોતે દેવકીજીને ત્યાં શ્રીકૃષ્ણરૂપે, અને શેષ રોહીણીજીને ત્યાં બળદેવજીરૂપે પ્રકટ્યા. ૩૩

શ્રી વસુદેવજી કદી પણ સામ્રાજ્ય-ચક્રવર્તી થવાની ઇચ્છા રાખતા નહોતા, કામ તથા અર્થથી વિમુખ રહેતા-ન અપેક્ષતા-,અને જે અનાયાસે દ્રવ્ય આદિ ઐશ્વર્ય સંપાદન થયું હતું તે બધાનો અનુભવ લેતા-ભોગવતા, પણ સદા અઋણી=ઋણ વગરના-થવાનેજ.

હીંડી—અશરીર થકી વાણી પૂર્વે કાળે,
થઈતી, કહી ભવિષ્યની કથાને;
પૂર્યાં કારાગૃહે, માનીે વાચ–કંસે,
વસુદેવજી શ્રી દેવકી સંગાથે; ૩૫

ગીતિ—કાળનેમિ જે દૈત્ય, કાળ થકી બળવાન કંસરૂપે,
થયો સર્વ દૈત્યોના,–શક્તિરૂપી સત્વ સમૂહથી તે ૩૬

---

તેઓને કોઇપણ જાતનો લોભ નહોતો, એટલે અર્થ ને કામથી દૂર રહી, ધર્મરૂપી અર્થ તથા મોક્ષરૂપી કામ તરફ લક્ષ રાખતા, ને કોઇની સાથે લ્હડીને રાજ્યો લઈ ઐશ્વર્ય પ્રાપ્ત ન કરતા; છતાં જે દૈવયોગથી પ્રાપ્ત થતું તે સદા પિતૃ, ઋષી, દેવ, આદી સર્વેનું ઋણ ચુકાવવાને ભોગવતા. એટલે કામપરાયણ નહોતા પણ મોક્ષપરાયણ હતા. ૩૪

કોઇ કાળમાં પહેલાં અશરીરથી વાણી થઈ હતી, ને તેણે ભવિષ્યમાં બનનાર બનાવ કહ્યો હતો. તે વાત સત્ય માનીને કંસે વસુદેવજી તથા દેવકીમાતાને, સાથેજ કારાગૃહમાં–કેદમાં–પૂર્યાં હતાં.

પૂર્વે વસુદેવ દેવકીના લગ્ન પછી તરત એમ વાણી થઈ હતી કે એમનો આઠમો ગર્ભ કંસનો વધ કરશે. એ કથા સાચી માની કંસે, પોતાના બચાવ અર્થે શ્રી વસુદેવ દેવકીને સાથેજ કેદમાં પુર્યાં. શ્રીમદ્ભાગવતમાં આની પૂર્ણ કથા છે. ૩૫

પૂર્વે જે કાળનેમી કરીને દૈત્ય હતો, તે, કાળ પણ અત્યંત બળવાન, સર્વ દૈત્યોની શક્તિરૂપ સત્વ, ત્હેના પણ સમૂહરૂપ કંસરૂપે પ્રકટ્યો.

કાળનેમિ દૈત્ય પ્હેલાં હતો તે ભગવાનથી હણાયો હતો ત્હેનોજ પાછો કંસરૂપે જન્મ થયો. અને તે પણ ઘણોજ બળવાન, સર્વ દૈત્યોની સમગ્ર શક્તિની બરાબર તેની એકની શક્તિ હતી. ૩૬

**ઉપેન્દ્રવજ્રા**—સ્વમધ્યમાં ધારતી મેરૂ જે છે,
વળી ક્ષિતિ સાગર મેખલા જે;
વદી ભૂદેવી—સમયેજ તે-તે,
પ્રજાપતિ દેવ, મુખે જઈને; ૩૭

**નારાચ**—વિદિત સર્વ દેવ! આપનેજ છે કૃપાનિધિ,
શ્રી વિશ્વરૂપ વિષ્ણુ, સર્વ શક્તિમાનથી નકી;
સુધર્મશીલ મસ્તકે મુકાય ભાર સર્વ છે,
અસહ્ય દુઃખ દૂર સર્વદા કરે સદૈવ તે. ૩૮

**ગીતિ**—હાલ, અધર્માધીન-અદ્ભુત-ધર્મસેતૂભેદક એવા,
અસંખ્ય શૂરા ઉંચા, રાક્ષસપર્વત થકીછું દુઃખી દેવા. ૩૯

---

પોતાની મધ્ય ભાગમાં જે મેરૂ પર્વત ધારે છે, તથા સમુદ્રથી જે ક્ષિતિ ચોગમ વિંટાયલ છે, તે ભૂદેવી, તે સમયેજ-એટલે કંસ જન્મ્યો તે અરસામાંજ પ્રજાપતિ-દેવો-સન્મુખ જઈને બોલી. ૩૭

પોતાને અત્યંત દુઃખ થયું તેથી ચતુર્મુખી બ્રહ્મા આદિ દેવો સન્મુખ જઇને પ્રાર્થના કરવા લાગી.

હે સર્વે દેવો, આપ કૃપાનિધિને વિદિત છે કે જે વિશ્વરૂપ વિષ્ણુ પરમાત્મા સર્વ શક્તિમાન છે તેણે ધર્મશીલોના મસ્તકપર આ ભૂમીનો સર્વ ભાર મુકયો છે. તેથી તેઓ સર્વદા કાયમ-સર્વનાં અસહ્ય દુઃખ દૂર કરે છે (તે ભાર વખતો વખત હરે છે.) ૩૮

કંસાદિ દૈત્યોરૂપી ભાર દૂર કરવા શ્રી વિષ્ણુરૂપ પરમાત્માનેજ વિનવવા પડશે, પણ પ્રથમ તે દેવો પાસે આવી છે. પૃથ્વીનો ભાર સર્વ ધર્મશીલો ઉપર છે કારણકે એવું પ્રસિદ્ધ છે કે "ગાય, વિપ્ર, સતી, સત્યવાદી, વેદ, દાતા તથા ધર્મશીલ એમ સાતથી પૃથ્વીનો ભાર વહન થાય છે" ને તેમાં દેવો મુખ્ય છે માટે તેમને પ્રાર્થના ખાસ કરે છે.

હાલમાં અધર્મને આધીન-ત્હેનાથી પ્રેરિત,-અદ્ભુત, ધર્મસેતુભેદક ધર્મરૂપી સેતુ મર્યાદાનું ઉલ્લંઘન કરનારા—એવા અસંખ્ય, પોતાના શૂર વડે ઉંચા—પર્વત જેવા—મહાન્ રાક્ષસોથી હે દેવો! હું પીડા પામું છું.

**તોટક**—અતિ ભાર થકીજ પડું નહિ હું,
વળી ભિન્ન ન થાઉં દુખે કરી હું;
જનહિત ચિતે ધરતા સુરથી,
સમ હું રહું, એવી કરૂં વિનતી. ૪૦

**દીંડી**—ભૂતધારી દેવીનું સુણી વૃત્તાન્તે,
મનન કર્યું એકનુંજ સર્વ દેવે;
શ્રીમન્નારાયણ પૃથ્વી તણા પ્રાણ,
ભાર હણવા તે એક શક્તિમાન. ૪૧

---

અસંખ્ય રાક્ષસોનું જોર બહુ વધ્યું છે, ચોતરફ અધર્મ ફેલાયો છે; ધર્મનું ઉલ્લંઘન થાય છે. દૈત્યો પોતાના શૂરથી ચઢી ગયા છે. ને તેથી એ પાપના પર્વતોરૂપી ભાર મ્હારા ઉપર બહુ થવાથી હું દુઃખી થાઉંછું તે દૂર કરવાનો ઉપાય કરો. એવી પ્રાર્થના ભૂદેવી કરે છે. ૩૯

(પાપરૂપી) ભારથી હું પડી ન જાઉં-માહરો નાશ ન થાય-અથવા બહુ ભારને લીધે હું ભેદાઈ ન જાઉં એવું (હે દેવો!) ત્હમે બધા સુર જે જન-લોક-હિત ચિત્તમાં ધારો છો ત્હેનાથી-ત્હેમને હાથે-હું સરખીને સારી સ્થિતિમાં પાછી આવું એવું બનો; એવી મ્હારી પ્રાર્થના છે. ભાવાર્થ કે ત્હમે માહરાં સર્વ દુઃખ દૂર કરી મ્હને સારી સ્થિતિમાં આણો. ૪૦

ભૂતધારી દેવી-(પૃથ્વીમાતા)નું વૃતાન્ત સુણીને સર્વ દેવોએ, એકજ જગતના પિતા ભૂમીના પ્રિય દેવ, અને જે એકલાજ તેનો ભાર હરવા શક્તિમાન છે ત્હેનું મનન-ચિન્તવન-કર્યું.

એટલે પોતાને સર્વને નકામા ગણ્યા ને તેથી એક દેવ પુરૂષોત્તમ જે સર્વના તેમજ પૃથ્વીના પ્રિય છે ત્હેમનું સ્મરણ કરવા માંડ્યું. તે કામ ત્હેમને હાથે કરાવવા વિચાર કર્યો કારણકે તે તેના વિના નહીં બની શકે એમ તેમને લાગ્યું. ૪૧

**ઉપેન્દ્રવજ્રા**—કરી સુરોએ જગધાત્રી પૂર્વે,
ગયા વળી તે મન સાથ પૂર્વે;
સ્તુતિ કરી જે ક્ષીરસાગરે છે,
સુતેલ તે દેવ તણી અતીશે. ૪૨

**હરિગીત**—હે નાથ તું જે દીપ્ત છે, છે મધ્યમાંહિ ત્રિવેદિની
શોભે-વળી ત્રણ ધામમાં, ને પંચ નિજ આયુધ થકી,
બાહીરને ભીતર હમે, હોમી હવિના રૂપથી
વરદાયી ભકતોના પ્રભુ! નમીએ ત્હને પ્રીતે કરી. ૪૩

---

સુરોએ જગધાત્રી-ભૂમિ દેવીને સહુની અગાડી કરી, અને પોતે વળી માનસિક રીતે શાન્તિ સ્થાન ક્ષીરસાગર, જ્યાં શ્રીમન્ નારાયણ સુતેલ છે-શયન સ્થાન-કરી રહેલ છે, ત્યાં ગયા અને તે દેવની બહુ બહુ સ્તુતિ કરી.

દેવોને પ્રાર્થના કરવાનું સ્થાન ક્ષીરસાગર છે. ત્યાંજ ત્હેમને શ્રીમન્નારાયણ પ્રત્યક્ષ થાય છે. એમને પૃથ્વીને આ સંકટથી બચાવવા સારૂ વિનંતી કરવી હતી તેથી તે ક્ષીરસાગરના ઉત્તરતટ સુધી ગયા. અને બહુ શ્લોકોથી નીચે પ્રમાણે પ્રાર્થના કરી. ૪૨

હે નાથ! તું જે ત્રણ વેદીમાં દીપે છે, તથા ત્રણ ધામમાં અને પાંચ આયુધો થકી શોભે છે તે, જે ભકતોને વરદાયી-વર આપનારા-છે તે-હે પ્રભુ! હમે ત્હને બ્હારથી એટલે અગ્નિમાં ખરો હવિ આપીને, ને ભીતરમાં જીવરૂપી હવિ-હોમીને પ્રીતથી નમિએ છીએ.

ત્રિવેદી એટલે ત્રણ વેદમાં-તુંજ એક પ્રકાશમાન છે. દુગ્ધઅમ્બુધ-ક્ષીરસાગર, રવિમંડળ, અને પરમપદ-વૈકુણ્ઠ એમ શ્રી ભગવાનનાં ત્રણ ધામ છે, એ સર્વમાં શોભા આપનારો, તથા પાંચ આયુધ એટલે શંખ, ચક્ર, ગદા, ખડ્ગ ને ધનુષ્, એ પાંચે શસ્ત્ર ધારી શોભનાર, તેમજ ભક્તને વર આપનાર-ત્હેમની અભિલાષા પૂરનાર હે પ્રભુ! અગ્નિમાં નારાયણરૂપે માની ત્હેમાં હવી બળીદાન, અને શરણાગતિરૂપી યજનમાં આત્મારૂપી બળીદાન હોમી હમે ત્હને પ્રી-

ઉપેન્દ્રવજ્રા—ન અન્યને આધીન છે મહિમા,
વળી સ્વઆધીન બીજો મહિમા;
થઈ દયાધીન કરો વિહારે,
પ્રભુજી રક્ષો! પ્રણતો પુકારે. ૪૪

ગીતિ—ગુણરત્નોસમૂહેથી, દીપ્યમાન દયામ્બુધિ પ્રભુ આપ;
પ્રસારો તાણ્ડવ જેમ વ્યૂહો વિભવો તરંગથી બાપ. ૪૫

---

તથી-પ્રેમથી નમીએ છીએ-દેવો તથા પૃથ્વી શ્રીમન્ નારાયણને પૃથ્વીના બચાવની વિનંતી કરવા, ક્ષીરસાગર પર ગયા અને તેમણે આ પ્રમાણે પ્રાર્થના કરી. એવો આગળના શ્લોકો સાથે સંબંધ છે. ૪૩

પોતાનો વૈભવ બીજા કોઇને પણ અધીન નથી, તેમજ બીજા સર્વેના મહિમા-વૈભવ-સ્વાધીન-ત્હમારે પોતાને આધીન છે, વળી તમે દયાને આધીન થઈ એટલે માત્ર કૃપાથીજ વિહાર કરો છો તેવા હે પ્રભુ! અમે સર્વે ત્હારા પ્રણત-શરણાગત-છીએ ત્હેમની રક્ષા કરો.

અન્યને આધીન ન થાય એવો એટલે પોતાનો મહિમા બીજા કોઇને આધીન નથી પણ બીજા બધાનો એટલે બ્રહ્માદિનો મહિમા પણ ત્હમારે આધીન છે, છતાં ત્હમે પાછા દયાધીન થઇનેજ રાવણ આદિના વધ વગેરે વિહાર કરો છો એવા ત્હમે હમારૂં રક્ષણ કરો. એટલે આ વખત પણ દયાધીન થઈ કંસનો નિગ્રહ કરો. જો આપ કરતાં કોઇનો વૈભવ વિશેષ હોત તો લોકરક્ષણ માટે તેને પ્રાર્થના કરત; સર્વ દેવો આપની પાસે ન આવત. એટલા માટે અન્યને આધીન મહિમા નથી એમ કહ્યું. ઉચિત સ્થાનેથી માગવું એ ન્યાયથી હમે આપ પાસે આવ્યા છીએ એવી ધારણા છે. માટે હવે, શરણે આવ્યા છીએ તે રક્ષા કરો, કંસના કષ્ટથી બચાવો-એમ પ્રાર્થના છે. ૪૪.

ગુણરૂપી રત્નોના સમૂહથી, પ્રભુ આપ દયામ્બુધિ-દયાના સાગર જેવા દીપ્યમાન-છો, અને તાણ્ડવની જેમ, જુદા જુદા તરંગોની પેઠે હે બાપ! આપ વ્યૂહોને વિભવ રૂપોથી પ્રસારો છો.

સમુદ્રમાં જેમ રત્નો ભર્યાં છે તેમ આપનામાં ગુણ ભર્યાં છે, સમુદ્ર જેમ જળથી ભરપૂર છે તેમ આપ દયાથી ભરપૂર છો. ત્હેમાં

**હરિગીતછંદ:**—પ્રભુ! આદિમાં તું એકથી
જે વેદ વ્યક્ત બધા થયા,
જે, અન્ય કંઈપણ તુજ રહિત,
કો સ્થાનમાં નવ દેખતા;
એ નિગમથી અનિગમ્ય પણ
તું તો પ્રભુ રૂહે છે સદા,
તો અન્ય શું શક્તિ ધરે,
તુજ પાર પારખવા કદા. ૪૬

---

જેમ જુદે જુદે ઠેકાણે જુદાં જુદાં મોજાં નાચથી—ઉડવાથી પ્રસરે છે, તેમ આપ આપના જુદી જુદી વખતનાં જુદાં જુદાં રૂપોથી પ્રસરો છો. વ્યૂહ એટલે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ વિગેરે આપનાંજ રૂપોના નામનો સમૂહ, અને વિભવ એટલે રામ આદિ અવતાર તેથી આપ પ્રસર્યા છો. ઘણી વખત આપે દયાથી કરીને ભક્તોના રક્ષણ સારૂ અવતાર લીધા છે. તો હાલ પણ રક્ષણાર્થે પ્રકટો એવો ભાવાર્થ છે; જેમ સમુદ્રથી તરંગ જુદા નથી તેમ અનંત વિભુથી ત્હેના વ્યૂહ વિભવ આકાર જુદા નથી. બલકે તે તેજ દ્રવ્ય છે. પોતાની સ્વેચ્છાથી પોતાના વિહારરૂપ કૃતિનું, તે દશ્ય પરિણામ છે. ૪૫

આદિમાં—મહાસર્ગાદિમાં-ત્હારાથી વ્યક્ત થયેલ, વેદો, તે કાંઈ પણ ત્હારા વિનાનું હોય એવું દેખી શકતાજ નથી. એવા તે વેદોથી પણ જ્યારે તું સદા અનિગમ્ય-કદી ન પહોંચાય-તેવો છે તો પછી બીજું તો કોણ ત્હારી શક્તિનો પાર પામવા સત્તા ધરાવે!

મહાસર્ગ—એટલે મહાપ્રલય પછી જગતની ઉત્પત્તિના આદિમાં ત્હમે દેખાડેલ જે વેદો તેઓ કોઇને પણ ત્હમારા રહિત દેખતા નથી. જે જે સ્થાનમાં દૃષ્ટિ નાંખે ત્યાં ત્હમે તો સર્વત્ર વ્યાપેલા સર્વ વસ્તુમાં, સર્વ જગ્યામાં સર્વ કાળે દેખાઓ છો જ. પણ એવા ત્હમે પોતે એટલામાં જ નથી તેથી ત્હમારો પાર તો એમનાથી પણ નથી પમાતો એટલે આપ સર્વજ્ઞના બતાવેલા એવા પ્રબળ વેદની પણ શક્તિ વિશેષ નથી ચાલી શકતી તો બીજાની તો વાતજ શી?

**વસંતતિલકા**—ત્હારા અમાપ મહિમાતણું માપ લેવા,
ઇચ્છેજ જે થઈ જવા વળી પાર દેવા!
ત્હેની ગતિ વિફળ વેદ પથિક જેવી,
સંધ્યાસમે વિરમિને ફરી યત્ન—તેવી. ૪૭

**ભુજંગી**—નમો ક્ષુદ્રને, છો ત્હમે નમ્ય તોયે,
વરાર્થિ બનો છો યદિ દ્યો વરો એ.
રહો પુત્ર રૂપે, પ્રભુ તાત તોયે,
ક્રીડા એવી વર્ણી શકાશે શું કોયે? ૪૮

---

જો વેદ બીજા કોઈથી વ્યક્ત થયેલા છે, એમ હોત તો કહેનારને ભૂલ થવાનો સંભવ હતો પણ આતો ત્હમે દર્શાવેલ છે એટલે એની શક્તિમાં ખામી તો નથીજ, એટલા સારૂ ત્હમારાથી વ્યક્ત થયેલા વેદો એમ પ્રથમ મુકયું છે. ૪૬

ત્હારા અમાપ મહિમાનું માપ લેવા, અને વળી ત્હેની પાર થઈ જવા જે ઇચ્છા કરે છે ત્હેની ગતિ હે દેવ! વેદ–પથિક–નિત્ય મુસાફરી કરતા પન્થી–જેવી છે. એટલે દિવસભર પંથ કરી સન્ધ્યા પડી માટે અટકી–આરામ લઈ પ્રાતઃકાળથી ફરી યત્ન શરૂ કરે એવી થાય છે. કોઈથી ન પહોંચી શકાય એવે સ્થાને જવાની ઇચ્છાથી કોઈ મનુષ્ય મુસાફરીએ નિકળે અને એની ગતિ જેવી વિફળ થાય છે તેવી ગતિ ત્હારા મહિમાના માપની ઇચ્છા રાખનાર વેદોની છે એટલે જગત ઉત્પત્તિરૂપી સ્હવારથી મુસાફરી શરૂ કરી પ્રલયમાં—સાંઝે પાછું ઘેર ફરવુંજ પડે, પાછું સ્હવાર ને પાછી એની એ ગતિ. કારણ પાછી પ્રભુની એની એ કૃતિ શરૂ થાય છે. એટલે વેદો ત્હેનું વર્ણન કરવા માંડે છે. એ રીતે તેઓ કદી પાર પામતા નથી. કાળે દેશે અને વસ્તુએ પ્રભુ અનંત છે એટલે ત્હેનું માપ શી રીતે થાય? આ પ્રાકૃત પદાર્થથી તે જાતે પણ વિલક્ષણ છે, તેથી જે શબ્દ વાપરે તે ત્હેને માટે હલકો પડે એ રીતે પણ તે પાર શું પામે? ખરૂં વર્ણન—ત્હારા સ્વરૂપની ગુણ શક્તિનું કરી શકે તેમ નથી ત્યાં મહિમાની ક્યાં વાત! ૪૭

નમન કરવા યોગ્ય છો તોયે ક્ષુદ્રને પણ નમો છો, વર આપવા શક્તિ છે છતાં વરાર્થિ—વર લેનાર બનો છો, આખા જગત્‌ના તાત છો

ગીતિ—રમો નાથ નટ તુલ્ય, પૃથક્ પૃથક્ ભૂમિકા ભેદથી ને,
અદ્‌ભુત રસથી પોષો, મનુષ્યમનના અનન્ય ભાવોને. ૪૯

ઉપજાતિ—વિચિત્ર તે અંકુરશાળીઓની,
કર્મોરૂપી કન્દ નિમિત્ત થાતી;
સલિલ રૂપે, તવ ક્રીડ નાથ,
બ્રહ્માદિથી સ્તમ્ભ સુધી સુ–તાત. ૫૦

---

છતાં પુત્રરૂપે રહો છો, અને એવી અનેક અદ્‌ભુત ક્રીડા કરો છો, તે કોનાથી વર્ણવી શકાય ?

આખું જગત્ ત્હમને નમન કરે છે, છતાં જ્યારે અવતાર ધરો છો ત્યારે ક્ષુદ્રને એટલે ઇન્દ્ર સુદ્ધાંતને નમો છો, વર આપનારજ ત્હમે છો છતાં અવતારમાં બ્રહ્માદિપાસે વરદાન માગવા જાઓ છો, જગત્‌ના પિતા છો છતાં અવતાર ધારી કશ્યપ ઇત્યાદિને ત્યાં પુત્ર પેઠે રહ્યા છો, અને ત્હેવી જાતની ક્રિયા કરો છો, કે, ત્હેને વર્ણવી શકવા કોઇની શક્તિ નથી. ૪૮

હે નાથ ! ત્હમે નટતુલ્ય, ભિન્ન ભિન્ન વેશ ધારીને રમો છો, અને મનુષ્યના અનન્ય ભાવોને અદ્‌ભુત રસથી પોષો છો–પોષણ કરો છો.

નટ જેમ જુદા જુદા વેષો ધારી, નાટકના તખ્તા ઉપર આવી, ભાવથી જોવા આવેલાં મનુષ્યોનાં મન બીજેથી ખેંચી પોતામાંજ લગાડે છે તે રીતે આપ અનન્ય ભાવવાળાંને પોતાના અદ્‌ભુત રસથી–આચરણથી–ને પોતાની કૃતિથી પોષો છો, આપ ભકતોને અનન્ય બનાવી, ત્હેમના હૃદય બ્રહ્મ–રસથી ત્હેને ઉચિત ક્રીડાથી પોષવા ને ત્હેમને આનંદ આપવા આ જગતરૂપી તખ્તા ઉપર ઉતરો છો–અવતાર લ્યો છો.

મચ્છ કચ્છ આદિ જુદા જુદા અવતારોમાં જુદે જુદે રૂપે પ્રકટી સર્વ ભાવિકોનાં હૃદય પોષો છો ત્હેમનામાં બ્રહ્મરસ લગાડી ત્હેમના મળ દૂર કરી પોતાના અનુભવને યોગ્ય કરી બ્રહ્માનંદ આપો છો, ત્હેમના જીવના જીવન થાઓ છો, ત્હેમના આત્માને પોષક બનો છો ! ૪૯

બ્રહ્માદિથી તે છેક સ્તમ્ભ સુધી ત્હારી ક્રીડા–ત્હેમના વિચિત્ર–અંકુરવાળાં કર્મોરૂપી કન્દને સલિલરૂપે થાય છે.

દીંડી—નિરાધાર રહ્યા નિજ બળેર્થી આપ,
નિરૂપાધિથી બનેલ શેષી બાપ!
નિયન્તા નિરપેક્ષિત પ્રભુ ત્હારા,
ગુણો નિઃસમાન અધિક રહિત પ્યારા! ૫૧

---

બ્રહ્માથી માંડીને તે છેક તરણાંને ત્હારી ક્રીડા માત્ર જળરૂપ છે, એમનાં કર્મરૂપી મૂળમાં તે ક્રીડા જળરૂપે થાય, તેથી ત્હેમાંથી ભિન્ન ભિન્ન પ્રકારનાં અંકુરો ફુટે છે. એટલે જગત્માં સર્વ કોઈને તું ત્હારા ક્રીડારૂપી જળથી પોષે છે અને ત્હેમાંથી અંકુર ફુટે છે. અંકુર તો ત્હેના બીજને આધીન છે એટલે ત્હેમના આત્માને લાગેલાં કર્મો, વાસનાઓને આધીન છે. તાત્પર્ય કે કર્મ પ્રમાણે ફળ પ્રભુ પોતાની કૃપા, સંકલ્પરૂપી જળસિંચનથી ઉપજાવી જીવોને ભોગવાવે છે, એથી ત્હેને ક્રીડા પણ થાય છે. ૫૦

હે બાપ! આપ નિરાધાર છો, સ્વબળથી સ્થિર રહ્યા છો, નિરૂપાધિથી સર્વ કોઈના શેષી બન્યા છો, વળી નિયન્તા છો, નિરપેક્ષ છો, આપના ગુણો હે પ્યારા પ્રભુજી! નિઃસમાન અને અધિકતા રહિત છે.

કોઇના આધાર વિના એટલે એને કશી પણ ચીજના ટેકાની જરૂર નથી. તેમજ સ્હાયની પણ નથી. જગતમાં સ્થાવર જંગમ સર્વે વસ્તુને પૃથ્વીનો આધાર જોઇએજ છે; અને નોકરોને રાજાની ને રાજાને અમાત્ય આદીની સ્હાયની જરૂર પડે છે; પણ આપને તેવી કોઈની જરૂર પડતી નથી. તેવીજ રીતે સ્વબળથી આપ રહેલ છો એટલે આપને આપનોજ આધાર છે. આત્માનેકર્મરૂપ ઉપાધિ વળગવાથી ત્હેને શરીરના, શરીરી થવું પડે છે, પણ આપ જે સર્વ બ્રહ્માંડના શેષી-શરીરી-છો તે તો નિરૂપાધિથીજ છો. એટલે જીવો શરીરને વશ છે; ત્યારે આપને શરીરો વશ છે. એ રીતે જગતમાત્રના નિયન્તા-નિયમન કરનારા છો, આ બધું કરો છો છતાં કશી પણ વાતની ત્હમારે અપેક્ષા-સ્પૃહા નથી, માત્ર દયાને લીધેજ બધું કરો છો. તેથી નિરપેક્ષિત છો. નિઃસમાન એટલે કોઈપણ જેના સમાન ન થઇ શકે, અને અધિકતારહિત-એટલે કોઈ પણ વધી ન શકે, એવા ગુણોથી આપ ભરપૂર છો- અર્થાત્ આપના ગુણોથી બીજા બધાના ગુણો ઉતરતાજ છે.

હરિગીત—ના કો તિરસ્કારે, નિરૂપમ જ્યોતિએ ધારી પ્રભુ !
સ્ફુરતો પ્રીતે કરીને તું નિર્મળ, જન તણાં હૃદયે વિભુ !
ચિન્તામણિની જેમ તુજને પ્રેમથી જે ચિન્તવે,
જે જે ચહે ત્હેનાંજ ઇચ્છિત સર્વ તું તે તે પુરે. ૫૨

મન્દા૦—આ સંસારે, મરૂ રૂપી પથે, ચાલતા દેહીઓ જે,
થાકી જાતા, પરિશ્રમ અતિ પામી, દુઃખી જનોને,
ત્હારી ભક્તિ, સરિત સરખી, જે સુધાવાહિની છે,
આનેથી તે પરમ સુખ દે, એમ આદેશ તો છે. ૫૩

---

કોઈપણ તિરસ્કારી ઝાંખું ન પાડી શકે, એવી નિરૂપમ જ્યોતિ ધારનાર હે પ્રભુ ! તું નિર્મળ-બુદ્ધિવાળાં જનોના હૃદયમાં પ્રીતિ કરીને સ્ફુરે છે-અને જેઓ ત્હારૂં ચિન્તવન કરીને જે જે વસ્તુની ચાહના, ઇચ્છા કરે છે તે સર્વે ત્હેમનાં ઇચ્છિત તું ચિન્તામણીની જેમ પુરે છે.

અત્યંત તેજવાળા ત્હમે નિર્મળ જનોના હૃદયમાં પ્રકટો છો એ-ટલે ત્હેમને ત્હમારા દિવ્ય પ્રકાશનો અનુભવ આપો છો, ત્હેમને ત્હ-મારો સાક્ષાત્કાર કરાવો છો, અને જે ત્હમને ચિન્તવે ત્હેમનાં સર્વે ઇ-ચ્છિત સંકલ્પમાત્રથી ચિન્તામણીની જેમ પરિપૂર્ણ કરો છો; ચિન્તા-મણી પણ ઘણુાજ તેજવાળો છે અને એ પણ ચિન્તવે ત્હેની અભિ-લાષા પુરે છે; પણ તે તો સ્વર્ગમાં અથવા જ્યાં હોય ત્યાં જવું પડે ને આ તો હૃદય વિશુદ્ધ થયું કે પ્રેમથી ત્યાંજ પ્રકટે છે ને ચિન્તિત આપે છે, કારણ તે પ્રભુ સમર્થ ને વિભુ—બધે વ્યાપક છે. ૫૨

આ સંસાર જે મરૂરૂપી—નિર્જળ પ્રદેશરૂપી-પંથ છે ત્હેમાં ચા-લતાં દેહીઓ જે અતિ પરિશ્રમ પામી થાકી જઈ દુઃખી બન્યા હોય છે ત્હેમને, ત્હારી ભક્તિ, જે અમૃતરૂપી જળથી ભરપુર સરિતા જેવી છે એમાં સ્નાન કરવાથી પરમ સુખ મળે છે એવું શાસ્ત્રમાં કહેલ છે.

કોઈ નિર્જળ ( વૃક્ષોની છાયા ને જળ વિનાના ) પ્રદેશમાં ચાલતા પંથીઓ, તરસ ને તડકાના સંકટપૂર્વક થાક ને પરિશ્રમથી દુઃખી બને છે તેમ આ સંસારમાં જનો ત્રિતાપથી તપતાં, જીવન નિભાવવા મથતાં, અત્યંત કંટાળી દુઃખી બને છે. જેમ નિર્જળ પ્રદેશમાં કોઈ શીતળ

ગીતિ—દુરિત સમુદ્ર વિષેના, જળભ્રમમાં પરિ ભ્રમિત દુઃખીજને,
મહાન પ્લવને રૂપે, સમગ્ર ગુણવાન તારકે તું છે. ૫૪

---

મધુર જળપૂરિત નદી મળવાથી તે પંથીઓને પરમ-સુખ—શાન્તિ એમાં સ્નાન પાન કરવાથી મળે છે તેમ ત્હારી ભક્તિરૂપી નદી જેમાં સુધા—અમૃત વહે છે એવી રસમય છે કે ત્હેમાં સ્નાન કરવાથી પરમ શાંતિનું સુખ મળે છે, એમ શાસ્ત્રમાં કહેલું છે. સ્નાન કરવા આજ્ઞા કરેલ છે. એટલે સંસારદાવાનળમાં બળતાંને (જેમ દેવો આ સ્તવનરૂપે કરી રહ્યા છે તેમ) શ્રીહરીની ભક્તિજ ઉત્તમ સાધન છે. એમ તે હરીએજ આજ્ઞા કરી આ આપણા દુઃખનું ઔષધ સમજાવ્યું છે, ત્હેનો ઉપયોગ સૌ સંસારીઓએ કરવોજ જોઈએ. ૫૩

દુરિત-પાપરૂપ તોફાનવાળા, સમુદ્રના જળ ભ્રમમાં પરિભ્રમિત દુઃખી જનોને સમગ્ર ગુણસંપન્ન તું મહાન પ્લવરૂપી તારક છે.

એટલે પાપના ફળરૂપ તોફાની સંસાર સમુદ્રના વમળમાં પડી ગયેલા દુઃખી જનોનો હે પ્રભુ! તું એક જ માત્ર તારક છે. ત્હારે શરણે આવે ત્હેને તું નાવ-સર્વગુણોથી આશ્રયદાતારૂપ થઇને તારી દે છે. કારણ તું સમગ્ર ગુણસંપન્ન-ભરપુર છે. એટલે ત્હેમાંના દયા જ્ઞાન શક્તિ આદિ ત્હેમને માટે વાપરે છે. અગાઉના શ્લોકમાં ભક્તિથી ને આમાં શરણાગતિથી એમ સંસારરૂપી સાગર તરવાના ઉપાય દેખાડયા છે. બન્ને તરવાના ઉપાયો છે—

પ્રથમના મંદાક્રાંતા છંદમાં-પથિક એટલે પોતાના બળથી સંસાર માર્ગ કાપી જવા ચાહનારા તરીકે અધિકારી કહેલ છે, ને તેથી ત્હેને ત્હેનો માર્ગ પુરો કરવામાં ઉજ્જીવન-ભક્તિરૂપી છે; જે શાસ્ત્રમાં કહી છે તે ભક્તિ એટલે કર્મયોગથી જ્ઞાનયોગ ને તે પછી ભક્તિયોગથી ઉત્તરોત્તર ક્રમ કરી ચઢતાં અમર થવાનો ઉપાય જે બતાવ્યો છે ત્હેનો લાભ ત્હેની પાસે જાય-ત્હેમાંથી જેટલું જળ લે તેટલું મળે છે. પરિણામે તેથી અમરતાજ છે.

પણ બીજા શ્લોકમાં તો દુરિત સાગરના ભ્રમણમાં ભમતા દુઃખી એટલે પોતાથી ઉપાય કરી શકવાની અશક્ત સ્થિતિમાં આવી પડેલ-પોતાની ગતિ સ્થિતિ પણ પાપના પરિપાકને આધીન થઈ પડી છે,

ઢાંઢી—વસ્તુ દેશ કાળથી અનંત આપ,
નિદર્શનસમએ—એકજ છો આપ;
નહિ હો ત્હમે—ન અન્ય એવું કાંઈ,
વસો જીવ સ્થાન વસ્તુ સર્વ માંહી. ૫૫

---

તેવા લાચારને તો ત્હેની બહાર નિકળવું જ કઠણ છે; ત્યાં વિશેષ ઉપાય કરવાની શી વાત ! તેવા દુઃખી જો ચાહે તો—જે પૂર્વે કહેલા ચિન્તામણી જેવા પ્રભુ જ ત્હેમના તારક બને છે. ભ્રમણ પાસે નાવ આવે કે ત્હેને વળગી પડવું, ત્હેમાં ટકી રહેવું, પ્રભુના ચરણ શરણનાં આશ્રિત બની રહેવું, એનોજ ભરોસો રાખવો; ને પ્રભુ પછી ત્હેને પોતાના બળથી પાર પાડનાર થાય છે. એ રીતે પ્રભુ અધિકારીની પાસે આવી ત્હેનો ત્રાતા થાય છે એમ કહે છે. તેવા ગુણોશક્તિ ત્હેનામાં છે એટલે એ પ્રમાણે તે કરે છે એ નક્કી છે. તે ઉપાયનું નામ શરણાગતિ છે. ૫૪

વસ્તુ દેશ અને કાળથી અનંત એવા નિદર્શન—દૃષ્ટાંત—રૂપતો માત્ર પ્રભુ આપ એકજ છો. ત્હમે નહો એવું અન્ય કાંઈ કોઈ બ્રહ્માંડમાં નથી; ત્હમે જીવ, સ્થાન, વસ્તુ કાળ સર્વમાં છો.

વસ્તુએ કરીને અનંત એટલે સર્વમાં ત્હમે ને ત્હમારામાં સર્વ હોવાથી ત્હમારા વિનાની બીજી ક્યાંહી કાંઈ વસ્તુ છે જ નહીં. એ રીતે વસ્તુમાં વ્યાપ્તિ; દેશથી પણ અનંત એટલે આ દેશમાં છો ને પેલા દેશમાં નહિં એવું પણ નથી; એટલે સર્વ સ્થળમાં વ્યાપક છો એ રીતે, દેશમાં વ્યાપ્તિ; કાળે કરીને અમાપ એટલે આ કાળમાં (વર્તમાનમાં) ખરા ને બીજા (ભૂત, ભવિષ્ય)માં નહીં, એવું છેજ નહીં, ને તે ગમે તે જીવને લઈને—સદા સર્વદા—કાળમાં પણ વ્યાપક છો; એટલે ત્રણે પ્રકારે અનંત છો, અર્થાત્ સિદ્ધ થયું કે, ત્હમારા સમ—એ બધામાં કોઇ નથી, તેથી તે કથનના દૃષ્ટાંત—રૂપ તો માત્ર પ્રભુ આપ એકજ છો. અન્ય હોઇ શકતું નથી. બધે જીવ, સ્થાન, વસ્તુ સર્વમાં આપ વ્યાપેલા છો જ તેથી પણ વધુ અપાર સર્વ પ્રકારે છો એટલે સર્વ રીતે અનંત છો. ૫૫

**હરિ૦**—કર્ત્તા અખિલ જગના અને, વળી અન્યથા કર્ત્તા બનો;
પ્રલયે અકર્તા–સર્વએ, ને તે ઉચિત કાળે કરો;
સંકલ્પ માત્ર સહાયથી, આ કૃત્સ્ન કાર્યો આચરો,
શક્તિ સમૂહના લેશમાંથી થાય છે પર્યાપ્તતો— ૫૬

**લલિત છંદ**—અખિલ કાર્યનું મૂળ થાય છે,
વળિ અમૂળ તો, તું જણાય છે;
યતિ ત્હને સ્મરે જે સુલક્ષ્ય તે,
તવ નિશાની છે, લક્ષ્મિ કૌસ્તુભે. ૫૭

---

પ્રભુ ! આપ અખિલ બ્રહ્માંડના કર્તા, અન્યથા કર્તા, અને અકર્તા સર્વે છો; ને એવું ત્હેને ત્હેને ઉચિત કાળે કરો છો. આ સર્વ કાર્યો માત્ર સંકલ્પ સ્હાયથીજ કરો છો, ને બધું કરવા માટે (ત્હમારી શક્તિના) સમૂહમાંથી લેશ શક્તિજ પૂર્ણ છે.

જગત ઉત્પત્તિ વખતે કર્તા, પ્રલય સમયે અકર્તા, મન્વંતર ભેદમાં અન્યથા કર્તા એટલે પ્રથમના ઈન્દ્ર આદિને ફેરવી અન્ય ઈન્દ્ર આદિ ક્રમે કરીને સ્થાપનાર, આ બધાં કાર્યો માત્ર સંકલ્પની સ્હાયથી એટલે એકલા સંકલ્પથીજ કરો છો; ને તેમાં ત્હમારી શક્તિના સમૂહમાંથી લેશમાત્ર–એક અંશમાત્ર–શક્તિનો ઉપયોગ થાય છે ! જ્યારે આટલી લેશ શક્તિનો પણ પાર પમાતો નથી–કારણ–ત્હેના પરિણામમાં હમારી કોટી જીવો વસ્તુઓની, આખા બ્રહ્માંડની, ઉથલ પાથલ થાય છે,—ત્યારે ત્હમારી પરિપૂર્ણ શક્તિનો તો ખ્યાલ પણ શી રીતે આવે !! એ ભાવાર્થ છે. ૫૬

બધાં કાર્યનું જે મૂળ છે, ને વળી પાછો જે અમૂળ પણ ગણાય છે; એવો તું, ત્હેને જે સુલક્ષ્યથી–નિશાનીથી–યોગિઓ ત્હને સ્મરે છે, તે ત્હારી નિશાની શ્રીલક્ષ્મીજી અને કૌસ્તુભ છે.

બધાં કાર્યોનું તું મૂળ છે. છતાં તું પોતે અમૂળ છે, અખિલ કાર્ય એટલે આ જગત ત્હેનું મૂળ એટલે તે જેમાંથી થયું તે–તું છે પણ ત્હારૂં મૂળ નથી. તું બીજા કશામાંથી થયો નથી. અનાદિ છેજ તેથી તું મૂળ વગરનો છે. સર્વ યોગિઓ જે રૂપે ત્હને સ્મરે છે, ત્હેમાં તું શ્રી

ઉપેન્દ્રવજ્રા—ત્રિવર્ગ વા મોક્ષની પ્રાપ્તી અર્થે,
પ્રયાસ જે લોક કરે જ ત્હેને
પ્રસાદ ત્હારો પ્રતિભુ રૂપેછે,
દીર્ઘાયુ જે છે પ્રલયે અપિ તે. ૫૮

તોટક—સહુ વેદનીં આદિથીં અન્ત સુધી,
ફરીં એકજ અક્ષર બ્રહ્મ રૂપી,
સહુ જન્તુ તણો વળી તારક જે,
પ્રભુ તેજ તું ને તુજ સૂચક તે. ૫૯

---

લક્ષ્મીજી અને કૌસ્તુભ મણિ ધારેલ, તે ચિન્હોવાળો-છે; એવી માન્યતા છે કે ગમે તે આકાર હોય પણ શ્રી લક્ષ્મીજી અને કૌસ્તુભમણિ એ તો શ્રીહરીથી દૂર હોતાંજ નથી. ૫૭

જે લોકો ત્રિવર્ગ એટલે ધર્મ અર્થ અને કામ–અથવા અપવર્ગ એટલે મોક્ષની પ્રાપ્તિને અર્થે પ્રયાસ કરે છે, ત્હેમને ત્હારો પ્રસાદ જે પ્રલયમાં પણ દીર્ઘાયુ રહે છે, તે પ્રતિભૂ–જામિનરૂપે છે.

ધર્મ અર્થ કામ અથવા મોક્ષની ઇચ્છાથી જે જે લોકો અન્યદેવ નિમિત્ત કર્મ કરે છે ત્હેને ત્હેનું ફળ મળતાં પહેલાં કદાચ પ્રલય થાય તો કરેલ સર્વ વ્યર્થ જાય. કારણ કે સર્વ દેવો પણ પ્રલય વખતે રહેતા નથી ત્યારે શી રીતનો યત્ન કરવો! એમ શંકા ઉઠેજ તેથી ત્હેના ઉત્તરમાં કહે છે કે, બધાનું સર્વસ્વ જાય છે, પણ ત્હારો અનુગ્રહ તો પ્રલયમાં પણ દીર્ઘાયુ છે. એટલે રહે છે. તેથી ફરીથી જગત્ ઉત્પત્તિ વખતે ત્હારા નિમિત્ત કરેલાં કર્મોનું ફળ તું આપે છે, ને તેથીજ ત્હારો અનુગ્રહ, ત્હારા નિમિત્ત કરેલ–કર્મોનાં ફળને જામીનરૂપ છે. ૫૮

સર્વ વેદની આદિથી તે અન્ત સુધી જે એક, અક્ષર, પરબ્રહ્મ મનાયો છે, જે સર્વ જન્તુનો તારક છે, તે હે પ્રભુ! તુંજ છે, ને એ ત્હારૂં સૂચક છે.

સર્વ વેદમાં આરંભથી માંડીને છેક અન્ત સુધી જે એક અક્ષરરૂપી બ્રહ્મનો શબ્દ ॐ પ્રસિદ્ધ છે તે તુંજ છે અને એ

શિખરિણી—પ્રભો ! આ સંસારે, ડુબી દુઃખી થતા સત્પુરૂષ જે,
ગ્રહે છે ધૈર્યેથી, તવજ અવલંબિત કરને
હરી ! પાપો ત્હેનાં, છુટી જઇ ડુબી જાય સઘળાં;
અને તે પાપોને, નહિજ કર આધાર બચવા. ૬૦

---

ત્હારૂં સૂચક-(સંજ્ઞા) પણ છે; એટલે પ્રણવરૂપથી એને પ્રણવ કહેવાથી જે પરબ્રહ્મ વર્ણવાય છે તે તુંજ છે. ભાવાર્થ એવો છે કે, વેદ તમામ શ્રી હરીનું નિરૂપણ કરવામાટે છે. ત્હેનું નામ "ૐ" એટલે ત્હેનાજ નિરૂપણરૂપે સઘળો વેદ ઠર્યો, વળી તે સંસારસાગર તરવાનો સિદ્ધ ઉપાય ત્હેનો જપ-તે એક અક્ષરનો ઉચ્ચાર છે. એ રીતે જે જપે તે સર્વ જંતુનો એ પ્રણવ તારક છે. શબ્દ તો શું તારે ! તે જેનું નામ છે-તે નામી-તારે છે, એ રીતે પ્રણવ તું, ને તારો સૂચક એમ કહ્યુ છે. ૫૯

હે પ્રભુ ! આ સંસારે ડુબીને દુઃખી થતા સત્પુરૂષો જે ધીરજ રાખી ત્હારા આલમ્બિત-મદદ સારૂ લંબાવેલા-કરને ગ્રહે છે. ત્હેનાં સર્વે પાપો ત્હેનાથી છુટાં પડે છે; ને પછી તે પાપને કાઈ પણ કરનો આધાર બચવા સારૂ નથી તેથી તેઓ તો નાશજ પામે છે.

ઉદ્ધારને વાસ્તે લાંબા કરેલ હસ્તને સંસારરૂપી કુવામાં ડુબતા સાધુ જનો ધીરજથી ગ્રહે છે. એટલે ત્હારા કરગ્રહણથી ત્હેમનાં પાપોનો સમૂહ ત્હેમનાથી છુટા પડે છે ને ડુબે છે. કારણ કે તે પાપને બચાવવાને કોઇ પણ કરનો આધાર નથી. ભાવાર્થ કે શ્રી હરીની સ્હાયથી પાપ દૂર થઇ જાય છે. ભગવાનની પ્રાપ્તિની ઇચ્છાથી, અને સંસારમાં ફરી આવવાના અભાવથી, જે લોક ત્હારૂં અવલંબન ધારે છે ત્હેમને તું મુક્તિ આપે છે ને ત્હેમની પુનરાવૃત્તિ થતી નથી. કારણ તું ત્હેમને પછી તજતો નથી. ત્હારી સાથે ત્હારા નિત્યધામમાં ત્હેમને સદા સમાન કરીને રાખે છે. જ્યાં પાપોની ગંધને પણ પ્રવેશવા અવકાશજ નથી. ૬૦

ગીતિ—આપજ અવલંબન છો,
નિરાલમ્બ અન્ય ભાવમાં જે રહે;
ચાતક સમ વ્રતચારી
અનન્ય રક્ષાવ્રત ધારતા ત્હેને. ૬૧

ઢીંડી—ગાઢ નિદ્રામાં અનાદિથી રહે જે,
થાઓ ત્હેના અનઅસ્ત ભાનુ રૂપે;
તે મનુષ્યનાં પ્રીતેથી પાપ કાપો,
ફરી સ્વપ્ન જાગૃતિ ન એવું આપો. ૬૨

---

જે મનુષ્ય બીજા ભાવમાં નિરાલંબન-નિરાશ-રહે છે, અને જે અનન્ય ભાવવાળું ત્હારૂં રક્ષણ ધારે-એવા ચાતકના જેવા વ્રતચારીઓ છે. ત્હેમને આપજ અવલમ્બન છો.

જે મનુષ્ય ભક્તિયોગરૂપી ઉપાય શિવાય બીજા ભાવમાં નિરાશ છે, બીજું કાંઈ કરવું ગમતું નથી, અને જે ચાતક પક્ષીના જેવા વ્રતચારી છે; દુનિયામાં બીજું ગમે તેટલું જળ હોય છતાં પણ ચાતક તો જેમ મેઘનીજ રાહ જુએ છે, ત્હેના શિવાય અન્યની દરકાર પણ નથી કરતું, તેમ જે આપની રક્ષા-વ્રત ધારી, આપના ઉપરજ આધાર રાખે છે, ત્હેના હે પ્રભુ! આપજ અવલમ્બન છો. તેઓ આપને શરણે જ આવે છે. બીજા ઉપાયમાં નિરાશ, બીજા ઉપાયને શરણે પણ જવાનો અધિકાર નથી સમજતા; તેથી અન્ય ભાવોમાં નિરાલમ્બ એમ કહેલું છે. અર્થાત્ આપનાજ શરણાગતના આપજ આધારભૂત છો. ૬૧

અનાદિથી જે મનુષ્યો ગાઢ નિદ્રામાં પડેલા છે, ત્હેમને અન અસ્ત ભાનુરૂપ એટલે અસ્તઉદયરહિત સૂર્યરૂપ સદા પ્રકાશમાન્ થાઓ છો; અને તે મનુષ્યોનાં સર્વ પાપ કાપી ફરી ત્હેને સ્વપ્નને જાગૃતિ કદી ન થાય એવી જન્મમરણ રહિતની સ્થિતિ આપ આપો છો;

જેમ પ્રાતઃકાળે સૂર્ય નિદ્રામાં પડેલા જનોને પોતાના પ્રકાશથી જાગૃત કરે છે, તેમ આપ સંસારીઓના હૃદયમાં સ્ફુરી ત્હેમને ત્હમારા પ્રકાશથી જગાડોછો; પણ આપ તો કદી અસ્ત ન થાય એવા

તોટક—જન જે તુજ એક તણે શરણે,
શરણાગત ત્હેમનું જીવન છે;
તમ સર્વ હરે જયમ ભાસ્કર તે,
વિપત્તિ અમ ક્ષિપ્ર હરો હરિ હે— ૬૩

હરિગીત—યદિ સૂર્ય હોયે વિદ્યમાને, તોય પામે ઉદય જે,
એવા અસુરો સ્પર્ધા રૂપે, ઉદ્ભવ્યા પ્રતિસૂર્ય છે,
કરવા ઉપદ્રવ જગતને, એ કાર્યમાં રહેતા મચી,
તે સર્વ દૈત્યો સંહરો, પ્રભુ! આપ નિજ તેજે કરી. ૬૪

---

સૂર્યરૂપ છો તેથી આપનો પ્રકાશ સદા રહે છે અને જાગૃત કરેલાં જનો ફરી કદી સંસારપ્રલયરૂપી દિવસ રાત્રીમાં, જાગતા ઉંઘતા નથી. ભાવાર્થ કે ફરી ત્હેમને જન્મમરણ આવતાં નથી, તે રહિત ત્હેમને કરો છો. ૬૨

ત્હમારે એકલાને જ જે શરણે રહેછે તેવા શરણાગતનું ત્હમે જીવન છો; અને જેમ ભાસ્કર અંધારૂં હરે છે ત્હેના સમાન ત્હમે હમારી અગાધ વિપત્તિરૂપ અન્ધકાર હે હરી! ઝટ હરો.

ભાવાર્થ કે શરણાગતની દયા લાવો અને સૂર્યની પેઠે દૈત્યોનાં દુઃખરૂપી અંધકારને આપ નામે હરી છો માટે હરો, અમને એમનાં દુઃખમાંથી મુક્ત કરો. ૬૩

સૂર્ય છતાં જેમ, સામા સ્પર્ધિરૂપે પ્રતિસૂર્ય ઉદય પામે તેમ અ-સુરો ઉદ્ભવ્યા છે અને જગતમાં ઉપદ્રવ કરવાના કાર્યમાં મચ્યા રહે છે તે સર્વ દૈત્યોને હે પ્રભુ! આપ આપના તેજથી કરીને સંહરો.

સૂર્ય છતાં એટલે સુરો-દેવો છે છતાં ત્હેમના સ્પર્ધિરૂપ બનીને પ્રતિસૂર્ય થવા અસુરો ઉદય પામે છે. અને જગતમાં બહુ ઉપદ્રવ કરે છે; ત્હેવા સર્વ દૈત્યોને, આપ જે સૂર્ય-પ્રતિસૂર્ય-કરતાં પણ વધારે બળવાન-તેજવાન છો તે, આપના તેજથી-પ્રભાવથી-સંહરો. ૬૪

**ઉપેંદ્ર.**—અસુર હત્યા ઇછતા સુરોએ,
બહુ પ્રકારે શ્રી હરિ સ્તવ્યા છે;
અનન્ય ભક્તિ થકી દશ્ય-તેવું,
દયા થકી દર્શન સદ્ય દીધું. ૬૫

**ભુજંગી**—રહેલું સહુ મેઘના વ્યૂહ મધ્યે,
દીપે જેમ અમ્બુદ કોઈ અપૂર્વે;
દીઠા સર્વ દેવે તથા શ્રીહરીને,
રહ્યા શેષરૂપી સુ-મન્ચે દિપીને. ૬૬

**હરિગીત**—જે પદ્મ લક્ષણ ધારીને, તેના થકી પરખાય છે,
જે સર્વ સંપતિ માનને ઐશ્વર્યના સમુદાય છે;
ને જે સ્વ ઇચ્છાથી કરીને માત્ર ધારે શરીર, તે,
બેઠા હતા શ્રી શેષ મન્ચે, પત્નિ શ્રીજી સંગતે. ૬૭

---

અસુરોની હત્યાની ઇચ્છા રાખતા સુરોએ—આ પ્રમાણે-બહુ પ્રકારે શ્રીહરીની સ્તુતિ કરી; અને ત્હેમને અનન્ય ભક્તિથી દશ્ય એવું દર્શન ભગવાને સદ્ય દયાને લીધે દીધું.

જ્યારે સુરોએ વિવિધ રીતે શ્રી પુરુષોત્તમની પ્રાર્થના કરી, ત્યારે **તે** શ્રી**હ**રી-જે અનન્ય ભક્તિ થકી દર્શન દે છે, ત્હેમણે દયાથી વશ થઇને દેવોને દર્શન દીધું. ત્હેમની સમક્ષ પ્રકટ થયા. ૬૫

મેઘ-સમૂહમાં જેમ કોઇ અપૂર્વ અમ્બુદ-ઘનશ્યામ વાદળું શોભી નીકળે, તેવા શ્રીહરિને શેષરૂપી-એટલે શેષની મન્ચમાં દીપી રહેલા સર્વ દેવોએ દીઠા.

ભાવાર્થ કે, શ્રીશેષ આસનપર વિરાજમાન શ્રીવિષ્ણુ પરમાત્મા બ્રહ્માદિ દેવોને દેખાયા ને જેમ સામાન્ય મેઘના સમૂહની વચમાં કોઈ અપૂર્વ અમ્બુદ પ્રકટીને, શોભી નિકળે તેમ ક્ષીરસાગરના મધ્યમાં શ્રીપુરૂષોત્તમ પોતાના વિલક્ષણ પ્રભાવથી શોભી રહ્યા. ૬૬

જે પદ્મના ચિન્હથી પરખાય છે, જે સર્વ સંપત્તિમાન અને ઐશ્વર્યનિધાન છે; અને જે માત્ર સ્વેચ્છાથી શરીર ધારણ કરે છે. એવા (ભગવાન્) શ્રીલક્ષ્મી-પત્નિ સંગે શ્રી શેષમન્ચ (પલંગ) ઉપર વિરાજમાન થયા **હ**તા.

દીંડી—દિવ્ય શરીર રૂપી ઉપવનની માંહી,
ખિલ્યાં કુસુમોસમ ભૂષણ છે સ્થાયી;
સુકુમાર ને સુગન્ધિ-પૂર સર્વે
સુખ સ્પર્શોથી વિભૂષિત છે પોતે. ૯૮

ગીતિ—પરસ્પરની શોભાથી, આરંજિત જગનેત્ર થકીએવાં,
પૂર્ણ અતિ કાન્તિથી, અંગો દિપાવે ભૂષણની રચના. ૯૯

---

હાથમાં પદ્મ રાખવાથી પદ્મનું ચિન્હધારી, શ્રીદેવી એટલે ઐશ્વર્ય અને સંપત્તિ સૂચિત-તે બતાવનારા, શ્રીલક્ષ્મીજી જેવાં પત્નિસંગ, તે **શ્રી**હરિ શેષમન્ચ ઉપર બિરાજેલા હતા. અહીં સુધી **શ્રી**પુરૂષોત્તમની પ્રાર્થના ને ત્હેમનું શેષશ્રીવિશિષ્ટત્વ કહ્યું. હવે અહિયાંથી આરંભીને બીજા સાત શ્લોકથી દેવોએ રૂપ-ગુણ અલંકાર વગેરેથી, કેવા દીઠા તે વર્ણન છે. ૯૭

પોતાના દિવ્ય શરીરરૂપી ઉપવનમાં ખીલેલાં પુષ્પ જેવાં ભૂષણો સુકુમાર સુગન્ધપૂર-અને સુખકર સ્પર્શ દેનારાં ભૂષણોથી-શ્રીહરી વિભૂષિત થયેલા છે.

સામાન્ય રીતે ભૂષણો તો બીજામાંથી બની શકે પણ આ તો પોતાના શરીરરૂપી બગીચામાં, પુષ્પરૂપેજ પ્રકટેલ છે. વળી તે સુકુમાર-બહુ નાજુક સુંદર, સુગન્ધી પૂર-એટલે ત્હેમાંથી સુવાસ નિકળે છે તેવાં અને સ્પર્શથી સુખ દે તેવાં છે. કેટલાંક આભૂષણો પહેરી રાખવાથી ઉલટું દુઃખ થાય છે પણ આનાથી તો ઉલટું સ્હામું સુખ થાય છે. ૯૮

પરસ્પરની શોભાથી, જગનાં નેત્ર-આરંજિત-થયાં છે અને અત્યંત કાન્તિ સૌન્દર્યથી પૂર્ણ એવાં જે શ્રીહરીનાં અંગો તે ભૂષણની રચનાને દીપાવતાં હતાં.

પરસ્પર શોભી રહે એટલે સૌન્દર્યમાં બહુ અનુરૂપતા રાખી, ઘટે તે પ્રમાણે શોભા આપે એવાં જગનાં નેત્રોને જેથી આનંદ થાય છે-મનરંજન થાય છે એવાં અત્યંત કાન્તિમાન-શ્રીહરીનાં અંગો ભૂષણોને દીપાવતાં હતાં; એટલે સામાન્ય રીતે ભૂષણથી અંગ દીપે છે. પણ આ તો સ્હામું અંગોની શોભાના સમુદાયથી ભૂષણોની શોભામાં અભિવૃદ્ધિ થતી હતી. ૯૯

વસંતતિલકા—આયુધ જે અનઘ ઉદ્યમમાં રહેલાં,
સામર્થ્ય શૌર્ય વળિ વિક્રમથી ભરેલાં;
ને જે સ્વભાવિક સ્વગુણ સમાન છે તે,
પ્રોત્સાહી રૂપ બનતાં જયના સુભાવે. ૭૦

દીંડી—સ્વતઃ સિદ્ધ જે અપૂર્વ દેહવાન,
સ્વમહિમા થકી દીપે સુદીપ્યમાન;
જલધિ મધ્યમાં સ્વકાન્તિ યુક્ત ભાસે,
નીલમણી તુલ્ય ઉદધિમાં પ્રકાશે. ૭૧

---

(શ્રીહરીનાં) આયુધો જે સદા અનઘ-ઉદ્યમમાં જ વ્યાપાર કરી રહેલાં છે, જે સામર્થ્ય શૂરતા અને વિક્રમથી પૂર્ણ છે, ને જે સ્વાભાવિક-સ્વગુણ-સમાન છે, તે જયના સુભાવથી-ઉત્સાહથી પ્રોત્સાહી બનેલાં રહે છે.

ભાવાર્થ કે શ્રીહરીનાં સર્વ આયુધો જે સર્વદા પવિત્ર ઉદ્યમમાંજ, એટલે સર્વના દુઃખનો વ્યય કર્યાના કામમાંજ વપરાએલાં છે; જે શૂરતા, પરાક્રમ, સામર્થ્ય આદિથી ભરપૂર છે અને જેમાં પૂર્વ વર્ણવેલા ગુણો સ્વાભાવિક છે, તે જયના પ્રોત્સાહીરૂપ બનતાં, એટલે ત્હેમનાં દર્શનથી જયનો ઉત્સાહ પ્રકટ કરનાર એવાં છે. ૭૦

ભગવાન એટલે ષડૈશ્વર્યસંપન્ન; તે ગુણો જેમ ત્હેનામાં સ્વરૂપસિદ્ધ છે—કમળમાં રંગની પેઠે-તેમજ પુષ્પની સુગંધ પેઠે, તેમ આયુધો પણ શ્રીહરીમાં સદા સાથેજ છે. શ્રીહરીનું દિવ્ય અંગ જેમ સ્વાભાવિક ગુણવિશેષ છે તેમજ સ્વાભાવિક આયુધવિશેષ છે. તે ત્હેની પેઠેજ નિત્ય છે-તે ત્હેનાં બળ શૂર પરાક્રમની પ્રતિમાઓજ છે.

સ્વતઃસિદ્ધ હેવા અપૂર્વ દેહવાન, જે સ્વમહિમાથી અત્યંત દીપ્યમાન છે, પ્રભુ તે જેવી રીતે મહા નીલમણી સાગરમાં પ્રકટી, ચોતરફ પોતાનું તેજ પ્રસારે છે, તે રીતે જળના સમૂહ મધ્યમાં, પોતાની કાન્તિની વચમાં પોતે પ્રકાશી રહ્યા છે.

પોતે ક્ષીરસાગરની મધ્યમાં પ્રકટ્યા અને તેથી ત્હેમના અપૂર્વ વિચિત્ર દિવ્ય દેહની કાન્તિ પોતાની ચારે ગમ પ્રસારી; મહા નીલ-

**નારાચ છંદ—શ્રુતી રૂપે રહેલ શ્રી ગરૂડજી મહાબળી,**
**શ્રી શેષરૂપ કંકણેર્થી શોભતા જ તે વળી;**
**શ્રીનાથ ચર્ણ સ્પર્શથી સ્વહસ્ત સૌરભી ભર્યા,**
**સમીપ આવેાૅ એજ યુદ્ધની સ્પૃહા વધારતા. ૭૨**

---

મણી જે રીતે સમુદ્રમાં પોતાથી પ્રકટી પોતાની પ્રભા ચોગમ પ્રસારે છે તેવી રીતે ત્હેમની કાન્તિ પણ ચોગમ પ્રસરી છે.

નીલમણીને કોઇ ઘડતું નથી. સમુદ્રમાંથીજ પ્રકટે છે તેમ શ્રી-હરીનો દિવ્ય દેહ પણ સ્વતઃસિદ્ધ છે. તે કોઇ કર્મના બદલામાં કોઇનો બનાવી આપેલ નથી. મણીનો ઘાટ પોતાથી બને છે, તેમ આ દિવ્ય દેહમાં જે અપૂર્વતા–બીજામાં નહીં એવી અવયવોની સુંદરતા, લાવણ્યતા એ પોતાના મહિમાનુંજ પરિણામ છે. મણી પોતાની કાન્તિથી પોતે પ્રકાશે છે, તેમ પ્રભુ પણ પોતાથી પોતે પ્રકાશે છે; ને મણી જેમ પોતાની પ્રભાના વચમાં પોતે વિશેષ ભાસે છે, તેમ શ્રીહરી પોતાના તેજસમૂહમાં પોતે વિશેષ પ્રકાશે છે. શ્યામ તેજવાન હોવાથી નીલ-મણીનું દૃષ્ટાન્ત વિશેષ યુક્ત છે. સમુદ્રનો વર્ણ શ્યામ, તેમ પ્રભા સમૂહમાં શ્યામ વિગ્રહ અપૂર્વ છે એમ કહ્યું; તેથી સમગ્ર પ્રશંસા આવી ગઇ. ૭૧

મહાબળી શ્રીગરૂડજી જે શ્રુતિનું રૂપ છે, જે શેષજીરૂપી કંક-ણોથી શોભે છે અને જેમના હસ્ત શ્રીનાથ–શ્રીહરીના–ચરણના સ્પર્શથી સુરભી ભર્યા છે તેઓ (શ્રી પતિની) સમીપ આવ્યેથી યુ-દ્ધની સ્પૃહા વધે છે.

એવી માન્યતા છે કે શ્રી ગરૂડજી શ્રુતિ સમગ્ર વેદના આત્મા છે. વેદ તેમનું શરીર છે. તેમના બન્ને હસ્તો ઉપર (શેષ) સર્પ વિંટા-યેલા હોય છે; તેથી શેષને કંકણરૂપ કહેલ છે. વળી જ્યારે શ્રીહરી ત્હેમના ઉપર સ્વારી કરે ત્યારે ત્હેમના હસ્તમાં પોતાના ચરણકમળ મુકે છે. ત્હેના સ્પર્શથી ગરૂડજીના હસ્ત સદા સુગન્ધિથી ભરપૂર રહે છે, ને તે વળી જ્યારે શ્રીપતિની સમીપ આવે છે ત્યારે ત્હેમને અ-સુરો સાથેના સંગ્રામની સ્પૃહા વધારે છે, એટલે ત્હેમને જોઇ શ્રીહરીને સદ્ય યુદ્ધ કરવા મન થઇ જાય છે. ૭૨

**હરિગીત**—હસ્તે ધરી નિજ વેત્રને ઉભા શ્રી વિશ્વકસેન ત્યાં,
જે માત્ર વેત્રચલનનિશાને સેવકોને રોકતા;
કરતા નિવેદિત સર્વનું સેનાની ભક્તિ નમ્ર તે,
જે શ્રીહરી સુણતા અને કરતા ભ્રુ સંજ્ઞા ઉત્તરે. ૭૩

**મંદા૦**—ભાનુરૂપે નવ કદી થતા અસ્ત, નિત્યે પ્રકાશે;
તારાધિપે, ક્ષય રહિત તે, ચંદ્ર જેવા વિકાસે;
અબ્ધિરૂપી, અપરિમિત તે પૂર્ણ જે છે અમીથી,
દેવો સર્વે સમ ગણી પ્રભુ પૂજતા સૌ વિધેથી. ૭૪

---

ત્યાં શ્રી વિશ્વકસેન હસ્તમાં વેત્ર લઇને ઉભા રહ્યા હતા, અને એ વેત્રની ચલનની નિશાની માત્રથી સર્વ સેવકોને રોકતા ઉભા રહ્યા હતા. ( સર્વને રોકીને ) પછી તે સેનાની-સેનાપતિ-જે ભક્તિવડે નમ્ર રહે છે તે, સર્વની વિનંતિ શ્રીહરીને નિવેદિત કરતા, અને શ્રીહરી ઉત્તરમાં માત્ર પોતાની ભ્રુથી સંજ્ઞા કરતા હતા.

જેટલા જેટલા સેવકો શ્રીહરીની સમીપ આવે, ત્હેમની ભેટો નિવેદિત કરવા ત્હેમને પ્રભુ સન્મુખ લઇ જવાને સારૂ શ્રીવિશ્વકસેન તૈયાર ઉભા રહેતા. અને પોતાના વેત્રચલનની આજ્ઞા એટલી પ્રબળ હતી, કે માત્ર તે હલાવવાથી સર્વ સેવકો પાર્ષદો સુધાં રોકાતા—સ્થિર થઇ જતા; તેમ ભક્તિવડે વિનીત એવા તે સેનાપતિ સર્વની ઇચ્છા શ્રીસ્વામીને નિવેદન કરતા; જેને તે શ્રીહરી ભ્રમરના ઇશારાથી અનુમોદન—સમ્મતિરૂપજ-ઉત્તર આપતા હતા. ૭૩

અનસ્તભાનુ જે સર્વદા પ્રકાશે તેવા ક્ષયરહિત, તારાના અધિપ ચંદ્રમાના સમાન અને અપરિમિત અમૃતપૂર્ણ અબ્ધિ-સમુદ્ર, તેરૂપ પ્રભુને ગણીને સહુ દેવો સર્વ પ્રકારે પૂજન કરતા હતા. ( માન આપવા લાગ્યા ).

પ્રભુ ભાનુની પેડે સ્વતઃ પ્રકાશમાન ને સર્વને પ્રકાશક છે પણ તે રવિ નિત્ય અસ્ત પામે છે, ત્યારે આ કદી અસ્ત નથી પામતા

**વસંત૦—હસ્તાગ્ર જે અભય દાનકૃતે જણાયે,**
**જેનું પવિત્ર સ્મિત સ્વાગતરૂપ થાયે;**
**એવા ઉદાર પુર શ્રીહરિ દર્શનેથી,**
**સૂરે ગણ્યું સહુ મળ્યું ફળ પૂર્ણ તેથી. ૭૫**

---

તેમજ ચંદ્ર જેવા આલ્હાદક પણ તે જેમ ક્ષીણતા પામે છે તેમ તે લેશ પણ નથી પામતા; તેથી અક્ષયચંદ્ર કહ્યા, અને અમૃતના સાગરરૂપ પણ ત્હેને કહ્યા; સાગરમાંથી સુધા તો સ્વલ્પ નિકળે છે, ત્યારે આ સુધાનાજ પૂર્ણ; ને વળી અપરિમિતે કહ્યા એટલે સૂર્યરૂપે પ્રકાશ, ચંદ્રરૂપે પ્રસાદ અને અમૃતરૂપથી આલ્હાદ તે પાછો અપરિમિત એકરૂપ સતત દે એવો શ્રી હરીનો અનુભવ આ સ્થળે દેવોને થયો; જેવો થવો દુર્લભજ છે. આવા પ્રસંગેજ ત્હેમને તેવો સાક્ષાત્કાર સ્વલ્પ મળે છે. તેથી ત્હેને તે બહુ કેમ ન માને! ત્હેને પૂજ્ય કેમ ન લેખે! ત્હેને સારૂ શું શું ન કરે! એ લાગ, એ ભાગ્ય ક્યાંથી! ૭૪

જેનો હસ્તાગ્ર અભયદાનને સારૂ રાખેલો જણાય છે. જેનું પવિત્ર સ્મિત સ્વાગતરૂપ થાય છે; એવા ઉદારતાપુર શ્રીહરિના દર્શનથી, ત્હેનું દર્શન થયું તેથી, સર્વ સુરોએ સંપૂર્ણ ફળ મળ્યું એમજ માની લીધું.

શ્રીહરિનું મુખ સ્મિતથી પૂર્ણ હતું, અને "હસ્તાગ્ર" હાથનો આગળનો ભાગ અભયદાન આપતો જણાતો હતો, તેથી સકળ સૂરોને એમજ થયું કે હમારાં બધાં દુઃખ જશે; કારણ, અભયદાનસૂચક હસ્તથી સમજ્યા કે તે અભય કરશેજ. દુઃખમાત્ર દૂર થશેજ; અને મુખ ઉપર હાસ્ય હતું. એટલે તે અનુકૂળ રહી આપણને હસતા કરશે; એમ સહુએ સદ્ય માનીજ લીધું. પ્રભુનો પ્રભાવ તો તે જાણતા હતા. તેથીજ શરણે આવ્યા હતા, પણ "પરમ ઉદાર" સ્વભાવ ત્હેમના કરાગ્ર ને મુખચેષ્ટાથી પ્રકટ કહ્યો; પ્રભુએ શરણાગતોને જેતાંજ પોતાની ઉદારતાથી ત્હેમને પ્રસન્ન-સંતુષ્ટ જેવા કરી દીધા. ૭૫

**દોહરો**—જન્મી આવ્યા ફરી નિહત દૈત્ય સર્વ,
પ્રભુ વિદિત સહુ—અસુર ગમન મર્મ;
તોયે પ્રભુને વિનયેથી સહુ દેવા,
સ્વાગમનનું મુળ લાગ્યા ફરી કહેવા. ૭૬

**વસંત**—હે નાથ! સૌ દનુજ જે તુજ તેજ સાથે,
ચેષ્ટા કરે શલભવત્ ચહી નાશ હાથે;
તેવા બધા અસુર ક્ષત્રીરૂપે થઇને,
ક્ષોભે બહુ રીતથી—જન્મી પછી—ભૂમિને. ૭૭.

---

અગાઉ હણાયેલા સર્વ દૈત્યો ફરી જન્મ લઇ પૃથ્વીપર આવ્યા, ત્હેમના આગમનનો મર્મ હેતુ—પ્રભુને વિદિત હતોજ છતાં સર્વ દેવોએ ત્હેમના જન્મનું કારણ જે પોતાના આગમનનું પણ કારણભૂત હતું તે કહેવા માંડ્યું.

કાળનેમીના પ્રમુખપણા હેઠળ રહેલા સર્વ અસુરો જે **શ્રીમન્નારાયણથીજ** હણાયેલા હતા, તે ફરી પાછા પૃથ્વીપર જન્મ્યા. ત્હેમના જન્મનું કારણ પ્રભુને તો વિદિત હતુંજ, છતાં પણ સર્વ દેવોએ તે, તથા ત્હેનાથી પીડિત થઇ પોતાને પણ ત્યાં આવવું પડ્યું તે સર્વે પ્રભુ ક્ષીરસાગરમાં પ્રત્યક્ષ થયા પછી ફરી ફરી કહેવા માંડ્યું, ને વિનતી કરવા માંડી. ૭૬

હે નાથ! જે સર્વ દૈત્યો ત્હારા તેજ સાથે શલભની જેમ ચેષ્ટા કરી હાથે કરી નાશ માગી લે છે; તે બધા દૈત્યોએ ક્ષત્રીરૂપે જન્મ લઇને પછી ભૂમિને બહુ બહુ પ્રકારે ક્ષોભવા માંડી છે.

ભાવાર્થ, કે બધા દૈત્યોની ત્હારા તેજ—પ્રતાપની સાથે ચેષ્ટા તે શલભ—પતંગીયાની અગ્નિ સાથેની ચેષ્ટા બરાબર છે; એટલે હાથે કરીને નાશની ઇચ્છા કરવા જેવું છે, છતાં પણ ફરી ફરી યત્ન કરે છે, અને પાછા ક્ષત્રીનાં રૂપ લઇને—ક્ષત્રીમાં જન્મીને—ભિન્ન ભિન્ન પ્રકારે પૃથ્વીને પીડવા માંડી છે. અર્થાત્ સર્વ જાતના પાપ ને તેથી પ્રાણીયોને કષ્ટ વધારવા માંડયાં છે.

**હરિગીત**—ધર્માદિ ચાર પુરૂષ અર્થો, છે ગણાયે સર્વ જે,
જેના સમાશ્રય થકી તે, સર્વેનો ઉત્પત્તિજ છે;
વળો હવ્ય કવ્યની જન્મદાતા, માત તેવી ભૂમિ જે,
નિજ ભારથી સહુ દૈત્ય ત્હેને, બહુ પ્રકારે પીડ દે. ૭૮

**નારાચ**—નિખીલ વેદની-વિશેજ શ્રેષ્ઠ ભાગ જે ખરો,
સુપદ્મ પાદ આપના સમાશ્રયેજ તે રહ્યો.
પવિત્ર તે દ્વિપાદથી ભુદેવી જન્મ પામી જે,
સદા ત્હેનેજ નાથ માની, આપ આર્વોને રહે. ૭૯

---

ધર્માદિ ચાર પુરૂષાર્થો જે ગણાય છે, ત્હેમની ઉત્પત્તિ જેના **સમાશ્રય**—સંબંધથી થાય છે, અને વળી જે હવ્ય કવ્યની પણ જન્મદાતા, ભૂમિ માતા છે; ત્હેને બધા દૈત્યો પોતાના ભારથી બહુ પ્રકારે પીડા આપે છે.

ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરૂષાર્થની ઉત્પત્તિ ભૂમિના સંબંધથી થાય છે, એટલે યજ્ઞ આદિ ધર્મ વાસ્તે પૃથ્વીની પ્રથમ આવશ્યકતા અને તેથી જ અર્થ કામ વિગેરે, સારૂ પૃથ્વીની જરૂર; મોક્ષ સારૂ પણ વિદ્યા દ્વારા એની અપેક્ષા, તેથી એ ચારે પુરૂપાર્થ ઉત્પન્ન કરનારી; વળી હવ્ય એટલે દેવનું અન્ન, કવ્ય એટલે પિતૃનું અન્ન એ બધું ઉપન્નવનારી પણ તેજ; એટલે ત્હેની પણ જન્મદાતા એવી ભૂદેવીને રાક્ષસો પોતાના પાપરૂપી ભારથી પીડે છે. એટલે સર્વ પુરૂષાર્થના રક્ષણ સારૂ પૃથ્વીનું રક્ષણ આવશ્યક છે. એવો ભાવ છે. ૭૮

નિખિલ વેદનો શ્રેષ્ઠ ભાગ તે ઉપનિષદ્ જે આપનાં ચરણકમળના આશ્રયે રહેલ છે, તેવા આપના બે પાદ તેમાંથી બનેલી ભૂદેવી આપને સત્યનાથ સમજી આપને આધીનજ રહેલી છે.

ચરણકમળ કેવાં ત્હેનાં વિશેષણરૂપ કેહે છે, કે જેની નીચે ઉપનિષદ્ રહેલું છે એટલે જેના શિર ઉપર આપ બિરાજો છો, એવા બે પદ્મપાદમાંથી આ પૃથ્વી દેવી ઉત્પન્ન થઇ છે, ને તે માત્ર ત્હારે એકનેજ આધીન રહેલી છે. એટલે ત્હારા પાદથી જન્મેલનું તો ત્હારેજ રક્ષણ કરવું જોઇએ એવો ભાવાર્થ છે. ૭૯

**ભુજંગી**—યદી પૃથ્વીના ભારને ટાળવાને,
ત્વરા ના કરો નાથ જો કામમાં—એ;
મહા દુષ્ટ દૈત્યો તદા દીન ભૂને,
તરંગોની વચ્ચે ડુબાડી જ દેશે. ૮૦

**દીંડી**—કર્ણધારવતી પૃથ્વી ઉદધીમાંહે
મહા નૌકા સમ ડુબી નવ જાએ,
એમ થવા બનો દયા દિલે ધારી
દયાધીન ચિત્તે થાઓ સ્હાયકારી— ૮૧

**વસંત.**—ભૂમી ગણાય પ્રભુ! સાગરમેખલા જે
તે મેખલા તણુંજ ઉત્તમ રત્ન તું છે;
ભૂ દેવી એ દનુજ કલેશ થકી અશાન્ત
ત્હેનું પ્રસાધન કરો કરી સર્વ શાન્ત— ૮૨

---

નાથ જો આપ પૃથ્વીનો ભાર ઉતારવાના કામમાં ત્વરા નહિ કરો તો તરંગોની વચ્ચે મહા દુષ્ટ દૈત્યો એ દીનને ડુબાડી દેશે.

જેમ ચારતરફથી તરંગો-મોજા-આવી વચમાં રહેલ અશક્ત અને ભારવાળી વસ્તુને ડુબાડે તેમ દૈત્યોરૂપી તરંગો ભારવાળી દીન ભૂમીને ભારથી નમાવશે એટલે ચોતરફથી જળ ફરી વળશે ને એ ડુબી જશે. ૮૦

આપસમાન નાવિક-વાળી પૃથ્વી ઉદધીના ઉદરમાં મહા નૌકાની જેમ ડુબી ન જાય એવું કરવા આપ દયાને આધીન હૃદયથી સહાયકારી બનો.

પૃથ્વીને મ્હોટી નૌકાની ઉપમા આપી છે; ત્હેને પ્રબળ નાવિક છે; તે પ્રભુ પોતેજ, એવા નાવિક હોઈને પૃથ્વી ડુબી જાય તે યોગ્ય નહિ માટે ત્હેને બચાવવા દયાથી પરતંત્ર થઈ સ્હાયકારી બનવા શ્રી હરિને વિનવ્યા. ૮૧

હે પ્રભુ! ભૂમી જેને સાગરરૂપ મેખલા ગણાય છે, ને જે મેખલાનું ઉત્તમ રત્ન તુંજ છે. એવા રત્નતુલ્ય તું દનુજના કલેશથી બહુ પીડિત ભૂમીને બરોબર સમાધાનીમાં આણી સર્વ શાન્ત કરી દ્યો.

મેખલા એટલે કમરપટો. બરોબર સાગરની મધ્યમાં પૃથ્વી રહે-

**હીંડી—શલ્યરૂપ કંસ આવી અસુરોથી**
**પીડિત પૃથ્વી બહુ ભાર પાપરૂપી**
**હરી વેગેથી ભાર, કરો તેથી**
**ભૂમી શેષશીરે શિખંડક જેવી— ૮૩**

**ગીતિ—પ્રબોધ સુભગે પૂર્ણ, હર્ષિત, પ્રસન્ન અને શીત એવાં**
**કૃપાકટાક્ષોની એ, ઉર્મી સિંધુમાં ડુબાડી દ્યો દેવા-૮૪**

---

વાથી સાગરરૂપ મેખલા **ધારક** પૃથ્વી છે ને સાગર દીપાવનાર **રત્નરૂપ** પ્રભુને ગણ્યા; કારણ તે સમુદ્રશાયી છે. એવી મેખલાધારી પૃથ્વી રાક્ષસોના દુઃખથી પીડાય છે ને માંહે અવ્યવસ્થિત થઇ ગઈ છે ત્હેને વ્યવસ્થિત કરી સર્વ શાન્ત કરી દ્યો; કારણ તેને ને આપને આ રીતે પણ સંબંધ છે. ૮૨

શલ્યસમાન કંસ આદિ અસુરોથી પૃથ્વી બહુ પીડિત છે, ને પાપરૂપી ભાર થયો છે, તે ભાર ત્વરાથી હરીને, ભૂમીને શેષના મસ્તકઉપર શીખંડક જેવી બનાવો.

એવી માન્યતા છે કે પૃથ્વી શેષના મસ્તકઉપર છે, એટલે પૃથ્વીનાપર ભાર થાય તે શેષને તો લાગેજ એ સ્વાભાવિક છે; શલ્ય-કાંટા-રૂપી કંસ પૃથ્વીઉપર પેદા થયા છે ને તે ભાર કરે છે તેથી એ ભારને હરીને, ભાવાર્થ કે સર્વ દૈત્યોને મારીને ભાર હલકો કરો, ને તેમ કર્યાથી હમણાં જેમ શેષને પૃથ્વીનો બહુ ભાર લાગે છે તેમ નહીં લાગતાં પછી તે શિખંડક જેવી લાગશે. શિખંડક એ મોરને માથે કલગી હોય છે ત્હેનું નામ છે. દૈત્યો જવાથી પૃથ્વી એવી કલગી જેવી હલકી થઈ જશે. ૮૩

(યોગનિદ્રામાંથી) સ્હેજ વિકસેલાં, હર્ષપૂરિત, પ્રસન્ન અને શીત એવાં આપનાં કટાક્ષોની કૃપાપૂર્ણ ઉર્મિમાં હે દેવા ! હમને ડુબાડી દ્યો.

ક્ષીરસાગરની શાન્તિમાં યોગનિદ્રા કરતાં કાન્તિ પામેલાં, હર્ષથી વિકસિત થયેલાં, બન્ને ભ્રૂની વચમાં સ્મિત હાસ્ય કરી રહેલાં, અને ભક્તજનના તાપ હરી શીતલતા આપનારાં એવાં આપનાં કટાક્ષોની-તેમાંથી નીકળતી-કૃપાના સાગરની-ઉર્મિમાં હમને ડુબાડો, ભાવાર્થ કે કૃપાની દૃષ્ટિ કરી તેમાંથી દયા વરસાવી હમને ભીંજવો. ૮૪

**ઉપેન્દ્રવજ્રા**—વિદિત સર્વે તુજને છતાંએ
વળી હમે તો શરણાગતોએ
વિજ્ઞાપતા તોપણ, લાગતું એ
વિડમ્બનાતુલ્ય, ક્ષમા કરોએ— ૮૫

**અનુષ્ટુપ્**—બ્રહ્મા સહ સૌ દેવોની, સમાજ વદી આરીતે
પછી વિનીતના ત્રાતા, દેવને નમી ભૂ પ્રીતે— ૮૬

**ઢાંડી**—તનુ અંગવતી, તનુ મધ્ય એવી
વિશાલાક્ષી પીનપયોધરા દેવી
નારી રત્નરૂપ ભૂમિ ચારૂ શ્યામા
ભાસે પ્રભુ તણી માયા પ્રતિમા— ૮૭

---

ત્હમને સર્વે વિદિત છે છતાં, અને હમે તો શરણાગતો છીએ તોપણ વિજ્ઞાપના કરીએ છીએ તે હાસ્ય જેવું લાગે છે તે ક્ષમા કરો.

પ્રભુ સર્વજ્ઞ છે છતાં ત્હેને વૃત્તાન્ત કહી વિનવવા એ તો હાસ્ય જેવું છેજ તેમાં પાછા શરણાગત એટલે તો કોઈ પણ જાતની વિનંતીની જરૂર નથી છતાં તે કરવું તે વિશેષ હાસ્યસમાન છે પણ તે આપ માફ કરશોજ. ૮૫

બ્રહ્માની સાથે દેવોની સર્વ મંડળી ઉપરપ્રમાણે વદી રહ્યાપછી ભૂદેવી, વિનીત-દીન જનોના—ત્રાતા એવા દેવને પ્રીતથી નમી.

અત્યારસુધી દેવોએ પ્રાર્થના કરી. હવે પૃથ્વી આગળ આવી, ને દીન જનોનું તારણ કરવું એવું વ્રત લીધું છે તેવા દેવ એટલે પ્રભુને પ્રીતથી વંદન કર્યું. પૃથ્વી સ્ત્રીની આકૃતિમાં હતી ને તેથી હવેના પાંચ શ્લોકમાં ત્હેના રૂપ આદિનું વર્ણન આવશે. ૮૬

તનુ અંગવાળી, તનુ કમરવાળી, વિશાળ ચક્ષુવાળી, વિશાળ સ્તનવાળી એવી વનિતાના રત્નરૂપ ભૂમી પ્રભુની માયાની પ્રતિમા હોય એવી ભાસતી હતી.

પાતળું અંગ અને કમ્મર, આંખો વિશાળ અને એવી બધી રીતે

**હરિગીત**—બહુ શ્યામ સુંદર અલકમાંથી, નીકળતી સુરભી અતિ,
તેથી જ આકર્ષાઇને, ભૃંગો ગયા ત્હેના પ્રતિ;
ને ભૃંગસમૂહે દેવી શીર્ષે, ઉપરથી કર્યું છત્ર તે
વિણયત્ન પ્રાપ્ત થયેલ એવું મયૂર છત્ર સમું દીસે-૮૮

**ઉપેન્દ્રવજ્રા**—આનંદ ઊઠ્યો પ્રિય દર્શનેથી,
અશ્રુ તણાં બિન્દુ ઝર્યાંજ તેથી;
સમૂહ મુક્તાસમ દીપવાથી
પયોધરી ભાસતી હારધારી— ૮૯

---

સુંદર ભૂમીદેવી સ્ત્રીઓના સ્વરૂપ એટલે તેમાં શ્રેષ્ઠરૂપ અતિ દીપતી હતી, અને તેથી ભગવાનની માયાદેવીની બીજી આકૃતિજ ઉભી હોય એવી લાગતી હતી. ૮૭

કાળા સુંદર વાળના ગુચ્છામાંથી નીકળતી અતિ સુગંધીથી ભૃંગો ત્યાં આકર્ષાઈને ગયા અને દેવીને શીરે ભૃંગસમૂહ એકઠો થયો, તે કાંઇ પણ યત્નવગર પ્રાપ્ત કરેલ મયૂરના છત્રસમ લાગ્યું.

દેવીના મસ્તકપરના વાળમાંથી એવી આકર્ષનારી સુગંધી નીકળતી હતી કે ભૃંગો પણ આકર્ષાયા ને બહુ એકઠા થવાથી દેવીના માથાઉપર ત્હેમનાથી મયૂરના છત્ર જેવું બન્યું. અને તે પણ વળી કાંઈ ઇચ્છા અથવા મહેનત કર્યાવિનાનું; રાણીયોને મયૂરછત્ર ઢળાય છે તે શોભા એની મેળે થઈ રહી. ૮૮

પોતાના પ્રિયનાં દર્શનથી જે આનંદ થયો ત્હેનેલીધે અશ્રુબિન્દુ ઝર્યાં, એ ( બિન્દુ ) સમૂહ મોતી જેવાં દીપવાથી પયોધરઉપર હાર ધારણ કરેલો હોય તેવી લાગતી.

પ્રિયનાં એટલે પ્રભુનાં દર્શનથી દેવીને જે આનંદ થયો તેના ઉભરામાં હર્ષાશ્રુ ઝર્યાં, ને તેમાં બિન્દુનો સમૂહ ગાલઉપર થઇ ઉરઉપર પડવાથી, અને તે સરખાં બિન્દુ મોતીસમાન દીપવાથી દેવીએ તેરૂપી હાર ધાર્યો હોય એવો ભાસ થતો હતો. ૮૯

**ગીતિ**—પ્રિય દર્શન અભિલાષા થતાં થાય છે સ્ફુરણા તેવી રીતે
સ્ફુર્યો અદક્ષિણ બાહુ, લહ્યું દક્ષિણા દેવીએ પ્રીતે-૯૦

**હરિગીત**—લજ્જાથી પૂરિતને મધુરૂં, હાસ્ય કરતી દેવીના
પરવાળસમ અધરો ખુલીને, દંત મુક્તાસમ દીસ્યા
મુખ ખોલી, વીણાતુલ્ય મધુરા સુસ્વરેથી તે વદી
ને નાથની સમીપે કહી, નિજ વિપતિ વિસ્તારે બધી૯૧

---

પ્રિય સ્પર્શની અભિલાષા થતાં જેમ અંગમાં સ્ફુરણા થાય, તે રીતે દક્ષિણા દેવીનો અદક્ષિણ બાહુ સ્ફુર્યો; અને તેનો અર્થ ત્હેણે લહ્યો.

કાઈને પણ પ્રિય વસ્તુની અભિલાષા હોય ને તે થવાનું હોય તો જેમ અંગ, હસ્ત, આંખ વગેરે શુકનમાં ફરકે છે તેમ દક્ષિણા-પ્રવીણ-દેવીનો અદક્ષિણા એટલે ડાબો હાથ ફરકયો. અને તે તેણે લહ્યુંજ, પોતે જે કામમાટે આવી હતી તે પૂર્ણ થશે એમ એ શુકન થતાં સમજાયું. એવી માન્યતા છે કે પુરૂષોનું જમણું ને સ્ત્રીઓનું ડાબું અંગ ફરકે તે શુભ શુકન ગણાય છે; ને તેથી દેવીએ આ ફરકવું શુભ માન્યું. ૯૦

લજ્જાવાળું ને મધુરૂં સ્મિત કરતા દેવીના પરવાળા જેવા હોઠ ઉઘાડતાં માંહે મોતી જેવા દાંત જણાયા, (એવું) મુખ ખોલી વીણા જેવા સુંદર સાદથી તેણે પ્રભુનીપાસે પોતાની બધી હકીકત વિસ્તારથી કહી.

જરા લજ્જા ભર્યું અને મધુરૂં હસતી દેવીના હોઠ ઉઘડ્યા. હોઠનો રંગ લાલ એવો હતો કે ત્હેને પરવાળાની ઉપમા આપી છે. હોઠ ઉઘડતાંજ માંહેના સફેદ દાંત જણાયા ને તે મોતી જેવા લાગ્યા. પરવાળાં ને મોતીથી ભરેલું હોય એવું મુખ ઉઘાડીને બહુ મીઠા સાદથી તેણે પ્રભુને પોતાના દુઃખની વાત કહી. ૮૯ મા શ્લોકમાં વંદી એવું કહીને ત્યાંથી વર્ણનની શરૂઆત કરી પાંચ શ્લોકમાં વર્ણન પુરૂં કરી, કથા આગળ ચલાવે છે.

**ઉપેન્દ્રવજ્રા**—પ્રતિધ્વનિ જે સ્વરથી કરે છે
એ પાઞ્ચજન્યે અભિનંદિતા જે,
એવી સ્વગંભીર સુવાચ બોલી
સહુ પ્રતિ શ્રી ભગવાન બોલ્યા— ૯૨

**તોટક**—ભય કાંઈ નથી મમ આશ્રિતને
અસુરોથી ન ત્રાસવું સૂર ઘટે;
મુજ શાસન પાલિત દાસ તણો
ન પરાભવ કોઈ સમેજ બન્યો— ૯૩

---

જેના સ્વરનો પાંચજન્ય પ્રતિધ્વનિ કરે છે, એવી તેનાથીજ અભિનંદિત થયેલી ગંભીર વાણી બોલીને શ્રી ભગવાન તેનો (પ્રાર્થનાનો) પ્રત્યુત્તર દેવા (સારૂ) બોલ્યા.

ભગવાનના શંખનું નામ પાઞ્ચજન્ય છે. તે જ્યારે મુખથી વગાડે ત્યારે માંહેથી નીકળતી વાણીનો શંખ પ્રતિધ્વનિ કરતો ગણાય, એવા પાઞ્ચજન્યથી અભિનંદન પામેલી ભગવાનની ગંભીર વાચા ખુલી, અને દેવો તથા ભૂમીની પ્રાર્થનાનો ઉત્તર દેવાસારૂ તેઓ બોલવા લાગ્યા. પાઞ્ચજન્યનો ઘોષ ભગવાનની ગંભીર વાણીને મળતો હોવાથી વાણીને તેથી અભિનંદિત કહેલ છે. ૯૨

મ્હારા આશ્રિતને કોઈ પણ જાતનો ભય નથી, માટે હે સુરો ! અસુરોથી ત્રાસવું યોગ્ય નથી, મ્હારી આજ્ઞા પાલન કરનાર દાસનો કોઈ પણ સમયે પરાભવ નથીજ બન્યો.

હે દેવો ત્હમે મ્હારા શરણાગત છો તેથી ત્હમારે કોઈ પણ જાતનો ભય નથી, અને દૈત્યોના ઝુંડથી પણ ત્રાસવા જરૂર નથી, જેટલા જનો મ્હારા હુકમને માન આપી તે પાળે છે ત્હેમની કોઈ પણ કાળે હાર નથી. તેઓ પરાજય પામતાજ નથી. ૯૩

**ઉપેન્દ્રવજ્રા**—ભૂમીતણો ભાર ઉતારવા તો
થશે સુરો હે ! અવતાર મ્હારો,
અનાદિથી જે પ્રચલિત છે તે
અખંડ એ ધર્મજ સ્થાપશે તે— ૯૪

**ગીતિ**—કરી પ્રાપ્ત ગતપદને, દેવો ! ઉચિત ઇષ્ટ સૌ ભોગવજો,
જે અધિકારો ત્હેમાં, રહી સ્વપદનું પાલન નિત્ય કરજો.૯૫

**હીંડી**—દનુજેન્દ્ર તણા હનન થકી પૃથ્વી
લઘુતા કરશે પ્રાપ્ત પૂર્વ જેવી;
આધિવ્યાધિપાપમુક્ત ભૂમી થાશે
ત્રિદશાધિપો ! વિલોકશો સહુએ. ૯૬

---

હે દેવ ! પૃથ્વીનો ભાર ઉતારવાસારૂ મ્હારો અવતાર થશે, અને એ (અવતાર) અનાદિથી જે ચાલતો અખંડ ધર્મ છે તે (પાછો) સ્થાપશે. ભાવાર્થ કે હું ભૂમીપર અવતાર લઈ એનો પાપરૂપી ભાર દૂર કરીને, અનંત કાળથી જે એકજ ધર્મ ચાલતો આવ્યો છે ત્હેની પાછી સ્થાપના કરીશ, ને સર્વ દુઃખ કાપીશ. ૯૪

ગયેલાં પદને મેળવીને, હે દેવો ! યોગ્યતાપ્રમાણે ઇષ્ટ ભોગવજો અને જે જે અધિકારો હોય ત્હેમાં રહી પોતાના પદનું સદા પાલન કરજો.

મ્હારા અવતારથી દૈત્યોના મરાયાપછી ગયેલાં સ્થાન મેળવીને હે દેવો ! યાગ આદિને યોગ્યતાપ્રમાણે ભોગવજો, અને જે જે અધિકાર તમારા હોય તેમાં રહી પોતપોતાની પદવીનું કાયમ રક્ષણ કરજો. ૯૫

મ્હોટા મ્હોટા રાક્ષસોને માર્યાપછી પૃથ્વી પણ પ્રથમ જેવી લઘુતા પ્રાપ્ત કરી આધિ વ્યાધિ અને પાપથી મુક્ત થશે, ને એ સહુ હે ત્રિદશાધિપો ! ત્હમે જોશો.

રાક્ષસોના હનનથી પૃથ્વી પાપરૂપી ભારથી હલકી થઇ પ્રથમ જેવી થઈ જશે, અને સર્વ સંકટમાંથી મુક્ત થશે, આ બધું હે સુરશ્રેષ્ઠો

ચોપાઈ—મૃગયારસભાગી સુરો આપ મેદની પર ઉતરો
મૃગરૂપદૈત્યઘાતમાટે બનો આપ નરાધિપ જાતે. ૯૭

લલિત છંદ—અનઘ શાસના, આમ આપીને, સહુ સુરોપ્રતિ, નેજનાર્દને,
કર્યો પ્રવેશ તે ક્ષીરસાગરે મધુપુરીપ્રતિ દીધું ચિત્ત છે. ૯૮

ઝૂલણાછંદ—દૈત્યના ભારથી નમિત ભૂદેવીને
સર્વ દેવો તણું એક સાથે
વાણી અમૃતરૂપી વૃષ્ટિ વરસાવીને,
દીધું આશ્વાસને લક્ષ્મીનાથે;
તે દઈ અનઘ પદ્માપતિએ ચહ્યું
પ્રગટ થાવા ભૂમિઉપર જાતે
એ શુચીસમય વસુદેવનાં પત્નીને
દયાથકી આપવા ધાર્યું તાતે— ૯૯

---

તમે ખરેખરૂં બનતાં જોશો. ભાવાર્થ કે વિશ્વાસ રાખો અને સર્વ પ્રત્યક્ષ થશે. ૯૬

હે સુરો ! મૃગયા રસના ભાગીયા એવા આપ સર્વ મૃગરૂપી દૈત્યોના ઘાતસારૂ પૃથ્વી ઉપર ઉતરો.

દૈત્યોને મારવામાં સુરોને સહાયભૂત બનાવવાને ત્હેમને ક્ષત્રીરૂપે પૃથ્વીઉપર અવતાર લેવાને ભગવાને આજ્ઞા કરી. ક્ષત્રી કુળમાં અવતાર લેવાનો તેથી મૃગયાના રસભાગી, એવું કહ્યું. દૈત્યોને મૃગની ઉપમા આપી. ૯૭

આ અનઘ આજ્ઞા આપીને ભગવાન જનાર્દન ક્ષીરસાગરમાં અદશ્ય થયા; અને મથુરામાં પ્રગટ થવાને મનમાં ઈચ્છ્યું.

અનઘ એટલે રાક્ષસોરૂપી પાપને કાપનાર એવો પવિત્ર આદેશ કરીને સુરોને તેપ્રમાણે આજ્ઞા આપીને ભગવાન ક્ષીરસાગરમાં પાછા ફર્યા અને મનઉપર મથુરા જવાની વાત લીધી. ૯૮

દૈત્યોના ભારથી નમી ગયેલી ભૂમી દેવી, અને સર્વ દેવો સહુનું એકસાથે અમૃતવાણીરૂપી વરસાદ કરીને શ્રીજીના નાથે આશ્વાસન કર્યું. તેમને શાન્ત કરીને પવિત્ર પદ્માપતિએ પોતે જાતે પૃથ્વીઉપર

હરિ૦—આસક્ત ભૃંગો તુલ્ય કરતા પદ્મપાદથી સાધુને
નિર્દોષના ઇચ્છિતપૂરક, ધર્મમર્યાદા અને
આ અખિલ જગને ગર્ભરૂપે શ્રી હરિ જે ધારતા,
દેવાધિદેવોવંદ્ય પોતે ગર્ભ દેવકીના બન્યા— ૧૦૦

---

પ્રગટ થવા ધાર્યું, ને એ શુચી સમય વસુદેવના પત્નીને દયાથી આપવાને ઈચ્છ્યું.

અનઘ એટલે વૈષમ્ય નૈર્ઘૃણ્ય દોષરહિત એવા શ્રીપતિએ પોતાની વાણીમાંથી અમૃત વરસાવીને સર્વેનાં મન શાન્ત કરી પૃથ્વીઉપર પ્રગટ થવા ઇચ્છ્યું. અને એ શુચી સમય દેવકીજીને ત્યાં આપવા ધાર્યું. ભાવાર્થ કે દેવકીજીને ત્યાં જન્મ લેવા ઈચ્છા કરી. ૯૯

પોતાના ચરણકમળથી સાધુઓને ભૃંગોની જેમ જે આસક્ત કરે છે, જે નિર્દોષની ઇચ્છાઓ પૂર્ણ કરે છે, જે ધર્મની મર્યાદારૂપ છે અને જે આ આખા જગતને પોતાની કુખમાં ધારણ કરે છે તથા જે દેવોના દેવથી પણ વંદ્ય છે એવા શ્રીહરિ પોતે દેવકીના ગર્ભ થઈને રહ્યા.

જેમ ભ્રમરો કમળઉપર આસક્ત છે તેમ સત્પુરૂષો પ્રભુના ચરણકમળઉપર આસક્ત રહે છે. એટલે તેમને આસક્ત કરનાર, પવિત્ર ઇચ્છાઓ પરિપૂર્ણ કરનાર, ધર્મની મર્યાદા, દેવાધિદેવ એટલે બ્રહ્મા આદીથી પણ જે પૂજ્ય છે એવા અને જેના એક અંશમાં આખું જગત્ રહેલું છે તેવા શ્રીહરિ દેવકીજીના ગર્ભમાં આવીને રહ્યા. ૧૦૦

# यादवाभ्युदय.

## બીજો સર્ગ.

હરિ૦—દેવો તણું ઐશ્વર્ય દાખવતી અતિ દેવી હવે,
પૂરી પ્રકાશતી માત, દોહદ લક્ષણો થકી તે ખરે;
જ્યમ અનઘ વેદસમૂહથી હેતુ ફળે છે ધર્મનો
ધનલાભ આપે પૂર્ણ તે, ત્યમ લાભ દેવકી ગર્ભનો—૧

હરિ૦—શૃંગાર, વીર, અદ્ભુત, વિલક્ષણ, આદી રસથી પૂર્ણ જે
ત્રૈલોકયના નિધિ એક ને શ્રી દેવકી ગર્ભે વહે;
ને પરઅવરક્રીડિત સર્વ વિચિત્ર ચિન્હો ધારતી
તે ગર્ભલક્ષણવાળી માતા બે રીતેથી પ્રકાશતી- ૨

---

હવે, જેમ અનઘ વેદસમૂહથી ધર્મનો હેતુ ફળી ધનનો લાભ પૂર્ણ મળે છે તેવો લાભ દેનાર દેવકીજીનો ગર્ભ, તે ધારણ કરવાથી ગર્ભચિન્હોએ કરી દેવકીજી દેવોતણું ઐશ્વર્ય દાખવતી પૂર્ણ પ્રકાશતી હતી.

હવે, એટલે ભગવાને દેવકીજીના ગર્ભમાં પ્રવેશ કર્યો પછી ત્હેમનું તેજ ને રૂપ ખીલ્યું અને જેમ વેદોના સમૂહમાંથી ધનનો લાભ મળે છે તેમ ગર્ભચિન્હોના સમૂહથી પ્રભુનો લાભ મળશે એવું ભાસ્યું; ને તેથી માતા પણ વેદ-જેમ પ્રકાશમાન થઈ. ૧

શૃંગાર, વીર, અદ્ભુત આદી જુદા જુદા પ્રકારના રસથી પૂર્ણ ત્રણે લોકના એક નિધિ તે દેવકીજી ગર્ભમાં ધારતાં હોવાથી તે ગર્ભલક્ષણવાળી માતા બે રીતે-પર અવર-ક્રીડિત ચિન્હોથી પ્રકાશતી હતી.

જુદા જુદા રસથી પૂર્ણ ને જે ત્રણે લોકના એક નિધિરૂપ ભગવાન ત્હેમને દેવકીજીએ ગર્ભમાં ધારેલ હોવાથી તે બે પ્રકારથી પ્રકા-

હરિ૦—પ્રતિપાદ્ય સર્વ વેદથીજ થયેલ છે જે પૂર્ણ, ને,
જે સિદ્ધ છે, વળી સિદ્ધથી નિત્યેજ સેવાયેલ છે,
તેવું અવર્ણીય કૃષ્ણરૂપી રસાયણે વિણ યત્નથી,
કર્યું પ્રાપ્ત દેવકીએ, અને તેથી અમાનુષી તે બની—૩

લાવણી (ટૂંકી)—વિદ્યુત સમ મનહર નિજ કાન્તિથી દેવી
ભાસતી ચાલતી સુવર્ણ પ્રતિમા જેવી;
તે કાળ ક્રમે પછી ત્રયંત સિદ્ધરૂપી જે,
સુરસાયણેથી બની રજત જેવી એ—૪

---

શતી હતી; એક પર એટલે પ્રભુ હોવાથી કંઇક વિલક્ષણ રીતે, અને અવર એટલે લૌકિકમાં જે રીતે ગર્ભિણી સ્ત્રી પ્રકાશે છે તે રીતે, ને તેથી તે વિચિત્ર ગર્ભલક્ષણવાળી માતા ગણાઇ. ૨

સર્વે વેદથી જે પૂર્ણ પ્રતિપાદિત થયેલ છે, જે સિદ્ધ છે ને જે વળી સદા સિદ્ધોથી સેવાયેલ છે તેવું અવર્ણીય કૃષ્ણરૂપી રસાયણ વિના યત્નથી દેવકીએ પ્રાપ્ત કર્યું; અને તેથી તે અમાનુષી બની.

ભગવાન પણ વેદમાં પ્રતિપાદિત થયેલા છે અને ઔષધ પણ વેદમાં પ્રતિપાદિત છે. ભગવાન સિદ્ધ એટલે નિત્ય અને ઔષધ સિદ્ધ એટલે પ્રસિદ્ધ છે. ભગવાન સિદ્ધોથી એટલે દેવોથી સેવાય છે અને ઔષધ તે ખાઇને સિદ્ધિ મેળવેલા પુરૂષોથી સેવાય છે (એવી રીતે અહિં સુધી દ્વિઅર્થી ભાવ છે) તેવું અવર્ણીય કૃષ્ણરૂપી ઔષધ તે દેવકીજીને કંઈ પણ યત્ન કર્યાવિના પ્રાપ્ત થયું તેથી તે અમાનુષી-દૈવી-બની. ૩

વિદ્યુત જેવી મનહરનારી પોતાની કાન્તીથી-દેવી (પહેલાં) ચાલતી સુવર્ણની પ્રતિમા જેવી લાગતી હતી. તે કાળક્રમે ત્રયંત સિદ્ધરૂપી રસાયણ લેવાથી રૂપા જેવી બની.

પ્રથમના શ્લોકમાં દૈવી ગર્ભચિન્હ વર્ણવે છે. હવેના છ શ્લોકથી લૌકિક ગર્ભચિન્હ વર્ણવે છે. ત્રયંતસિદ્ધ એટલે ઉપનિષદ્‌માં સિદ્ધ થયેલા રસાયણ એટલે શ્રીકૃષ્ણ; તેઓ ગર્ભમાં આવ્યા પહેલાં જે કાન્તી અને શોભા હતી તે પછીથી ફિક્કી પડી જઈ સર્વ જતું રહ્યું અને કાલક્રમે સુવર્ણ જેવી ચમકતી દેવી રૂપા જેવી શ્વેત થઈ ગઈ. ૪

હરિગીત—ગર્ભે વસેલ ત્રિધામની જે મયુરપિચ્છસમી દ્યુતિ,
ત્હેની બહુ રશ્મિ થકી દેવી દીપે આ રીતથી;
શ્યામા ઉપરના ભાગથી મૅળ ભાગમાં સીતા સમી,
માંગલ્યરત્નાંકુરનો પાલિકા રૂપી તે ભાસતી. ૫

લાવણી—પૂર્ણ કાલ થાતાં વસુદેવની પત્નિ પ્રકાશિત અતિ થઈ,
શશી પ્રભા રૂપ કપોલ શોભા કર્પૂરલિપ્તસમ બની રહી;
ખંડિત સપ્તમ ગર્ભ માંહિથી શેષ રહેલી કાન્તિ જે,
લાગે એવું કાળક્રમે તે અન્ય વેળ ઉદ્ભવ પામે. ૬

---

ગર્ભમાં વસેલ મયૂરપિચ્છ જેવી ધુતિની રશ્મિથી દેવી આવી રીતે દીપી. ઉપરના ભાગથી તે શ્યામ અને નીચેના ભાગમાંથી શ્વેત બની માંગલ્ય રત્નની હાર જેવી લાગતી હતી.

ત્રિધામ એટલે શ્રીકૃષ્ણ ભગવાનની મોરના પીછા જેવી ચમકતી કાન્તી દેવકીજીના ઉદરમાંથી બ્હાર પ્રકટી અને તેથી તે ઉપરના ભાગમાં શ્યામ વર્ણની અને બાકીના ભાગમાં સફેત બની. એ રૂપને મંગલરત્નાંકુરપાલિકાની ઉપમા આપેલ છે.

રત્નની હારપેઠે અંકુરપાલિકામાં–જવારાના ઠામમાં– તે બે વર્ણના હોય છે–તેમ–એક દેવકી બે વર્ણની બની. ૬

સમય પૂર્ણ થતાં વસુદેવની પત્નિની શોભા વધી અને કપોલની (ગાલની) શોભા શશીપ્રભા જેવી બની; જાણે કપૂર લગાડેલું હોય તેવી લાગતી હતી અને એવો ભાસ થતો હતો કે જે સાતમો ગર્ભ ખંડિત થયો હતો ત્હેમાંની બાકી રહેલી કાન્તી બીજી વેળા કાલક્રમે ઉદ્ભવ પામતી હતી.

સમય પૂર્ણ થતાં દેવકીજી વધુ ફિક્કાં પડવા લાગ્યાં ત્હેનું વર્ણન છે. ચંદ્રની પ્રભા શ્વેત હોય તેથી એના જેવી ગાલની શોભા અને પ્રભા વર્ણવી; અને ત્હેને કપૂરની ઉપમા આપી. સાતમો ગર્ભ એટલે બળદેવજી વખતે ગર્ભ ખંડિત થયો હતો તે ફરી કૃષ્ણજન્મ સમયે પ્રકાશ વધારતો પ્રકટ થતો હતો એવો ભાસ થતો હતો.

હરિગીત.—મધુદ્રવિતઅંગો દેવકીનાં અવયવોનો વર્ણ જે,
ગર્ભે રહેલા પ્રથમ પુરૂષ તણા પ્રકાશે તેજ દે;
વળી નવેન્દુ તુલ્ય અંગેથી સુધા ઝરતો રહ્યું,
ને શુદ્ધ સત્વે પૂર્ણ બની તમ, રજ સહુ અળગું થયું,

હરિગીત.—ગર્ભે વસેલ ત્રિધામનું પ્રસૃત કિંચિત તેજ જે,
તેથી ગ્રહિતા માત નિજ કિરણો થકી અતિશય દીપે;
તે કાન્તિથી માંગલ્ય રત્નાંકુર પાલિકા સમી,
આનંદદાતા દેવકી સર્વે પ્રજાની તો બની. ૮

---

મધુદ્રવિત અંગવાળી દેવકીજીના અવયવોનો વર્ણ ગર્ભમાં રહેલા પ્રથમ પુરૂષના પ્રકાશથી તેજ આપતો હતો અને ખીલતા ચંદ્રની જેમ અંગમાંથી સુધા ઝરતું હતું ને હ્વેનામાંથી (દેવકીમાંથી), રજ, તમ દૂર થઇને તે પૂર્ણ સાત્વિક બની.

અત્યંત લાવણ્યને લીધે દેવકીજીના અવયવોમાંથી મધુ ઝરતું હોય એવું લાગતું હતું અને જેમ ચંદ્રમા દિવસે દિવસે વિશેષ વધે તેમ ગર્ભ વધવાથી ચંદ્રમાની પેઠે દેવકીમાંથી અમૃત ઝરતું હોય એવું લાગતું હતું. વળી ગર્ભમાં પ્રથમ પુરૂષ એટલે સાક્ષાત્ શ્રીહરિ પુરૂષોત્તમ રહેલા તેથી કાન્તિમાં વૃદ્ધિ અને પ્રભુની વિશુદ્ધતાથી દેવકીજી પણ રજ, તમવગરનાં, કેવળ પ્રભુ જેવાંજ સાત્વિક બન્યાં. ૭

ગર્ભે વસેલા ત્રિધામના થોડા આગળ પડતા તેજથી છવાએલી માતા પોતાના કિરણોથી અતિશય દીપી અને તે કાન્તિથી પોતે સર્વ પ્રજાની માંગલ્યરત્નાંકુરપાલિકા જેવી આનંદદાયી બની.

ભગવાન ગર્ભમાં રહેલા તેથી અંદરથી હ્વેમનાં તેજથી છવાઇને તે તેજ થોડું બ્હાર નીકળતું હ્વેનેલીધે દેવકી પોતાનાજ કિરણોથી દીપતી હોય એમ લાગતું હતું અને એ કાન્તિ સર્વ પ્રજાને જવારાના સુન્દર છોડ જેમ આનંદ આપનારી થઈ. ૮

**હરિગીત.**—સંક્ષુબ્ધ ક્ષીરસમુદ્ર જેવાં સૌમ્ય ને તેજસ્વીને,
એ માતના અમૃત તણાં વિભ્રમ સમાં સુકટાક્ષ તે;
ત્રણ જગત રૂપ પ્રાસાદને વિલેપવાને યોગ્ય જે,
અદ્‌ભુત વર્ણ સુધા સહુમાં પૂર્ણ પ્રસરાવેજ તે. ૯

**હરિગીત.**—રક્ષા કૃતે કારાગૃહે કંસે નિયોજેલા સહુ,
બળવાન રાક્ષસ ને વળી દાનવ તણાં જે યૂથ બહુ;
તે એકવાર કદાપિ દેવકીને જુએ, દેખાય વા,
તો સર્વનાં મન દેખીને અત્યંત ક્ષોભજ પામતાં. ૧૦

---

મંથાચળવાળા ક્ષીરસાગર જેવાં સુન્દર અને પ્રકાશિત તેમજ અમૃતના વિભ્રમ જેવાં દેવકીજીના કટાક્ષો, ત્રણ જગતરૂપ પ્રાસાદને ધોળવાને યોગ્ય એવી અપૂર્વ વર્ણવાળી સુધા સર્વમાં ફેલાવતાં હતાં.

જ્યારે ક્ષીરસાગરનું મંથન થાય ત્યારે ધોળા ફીણઉપર આવવાથી સૌમ્ય (મનોહર) બને અને પ્રકાશિત પણ થાય એટલે દેવકીજીના કટાક્ષોને એની ઉપમા આપી; વળી અમૃતરૂપી છોળો કટાક્ષોમાંથી ઉડે તેથી અમૃતવિભ્રમ કહ્યું. એ કટાક્ષોમાંથી એવો અપૂર્વ ધોળવાનો રંગ નીકળતો કે જેનાથી ત્રણે જગતરૂપી આખો મહેલ ધોળાઈ રહે.

ભાવાર્થ કે—દેવકીજીના ચક્ષુમાંથી જે પવિત્ર કટાક્ષો નીકળતાં તે ત્રણે જગતને ધોળી પવિત્ર કરનાર બને એવાં હતાં. ૯

કારાગૃહમાં રક્ષણનેમાટે કંસે નિમેલા જે બળવાન રાક્ષસ અને દાનવનાં યૂથ હતાં તે જો એકાદવાર દેવકીજીને જુએ અથવા (દેવકીજીથી તેઓ) દેખાય તો સર્વનાં મન ત્હેને દેખી અત્યંત ક્ષોભ પામતાં હતાં.

વસુદેવદેવકીજીને પુરેલા કારાગૃહનું રક્ષણ કરવા જેટલા રાક્ષસોને કંસે નિમેલા હતા તે જો એકવાર દેવકીજીને જુએ અથવા દેવકીજી ત્હેમને જુએ તો ત્હેમનાં મન ક્ષોભ પામતાં. દેવકીજીના પ્રકાશથી ત્હેમને ભય થતો અને ત્હેમની પવિત્ર પ્રભાથી રાક્ષસોનાં પાપી મન ડંખતાં હતાં. ૧૦

**લાવણી ટુંકી.**—પ્હેલાં આ વસુંધરાને ભોગવી જેણે,
તે વિશ્વ તણો ભોક્તા મુજ ગર્ભે રહેછે;
એવું ધારીને દૃઢ સૂચન આચરતી,
ને ત્હેને યોગ્ય અભિનય દેવકી કરતી ૧૧

**લાવણી.**—સમાધી સરખું ક્ષેત્ર રૂડું જ્યાં કૃષીવલના સંતોષ કૃતે,
સસ્ય ઉદય પામીને મેઘની કાન્તિ તુલ્યે પ્રકાશ દે;
તેમ ગર્ભની કાન્તિ થકી, અનુલિપ્ત બનેલાં ગાઢ અતી,
દેવકીજીનાં સ્તન ચુચુકોનું તેજ પ્રકાશે પૂર્ણ નકી. ૧૨

---

પ્હેલાં આ પૃથ્વીને જેણે ભોગવી છે અને જે આખા વિશ્વના ભોક્તા છે, તે મ્હારા ગર્ભમાં રહેલા છે; એવું ધારીને દઢ સૂચન આચરતી દેવકી ત્હેને યોગ્યજ અભિનય કરતી હતી.

વારાહ, રઘુનાથ આદિ અવતારમાં આ પૃથ્વીને જેણે ભોગવી અને જે હજી નિત્ય વિશ્વના ભોક્તાજ છે, એવા ભગવાન મ્હારા ગર્ભમાં છે એવું વિચારીને દેવકીજી ત્હેને યોગ્યજ આચરણ કરતાં. સ્ત્રીઓને ગર્ભસમયે માટી ખાવાનું મન થાય છે, તે દેવકીજી ખાતાં પણ અહીં ત્હેને વિલક્ષણ ઢબમાંજ મુકેલ છે કે જ્યારે ભગવાને પૃથ્વીને ભોગવી ત્યારે એમને (દેવકીજીને) ભોગવ્યાવગર કેમ ચાલે? ૧૧

જેમ સમાધી સરખા ક્ષેત્રમાં સસ્ય ઉદય પામીને કૃષીવલના સંતોષને માટે મેઘની કાન્તિની પેઠે પ્રકાશ દેછે તેમ ગર્ભની કાન્તિથી અત્યંત અનુલિપ્ત બનેલાં દેવકીજીના સ્તન ચૂચુકોનું તેજ પૂર્ણ પ્રકાશ આપતું હતું.

જેમ સારા ક્ષેત્રમાં છોડવાઓ ઉગી તેમાંથી તેજ આપે છે અને ખેડુતોનાં મનને સંતોષ આપનારા બને છે તેમ ગર્ભના તેજથી છવાયલાં અત્યંત પ્રકાશિત દેવકીજીનાં સ્તન ચૂચુકો યોગીઓનાં મનને આહ્લાદ આપનારાં બન્યાં. ૧૨

હરિગીત—કસ્તુરીકા સમ કામ્યને પૂરાં પ્રભાવાળાં વળી,
ત્હેના ચુચુકરૂપ રમ્ય રત્નની કાન્તિ અતિશય ઓપતી,
તે ગર્ભ સંદર્શન તણી ઇચ્છા થકી લોલુપતા,
અંતર્દૃશાના અંજનેથી લિપ્ત જાણે ભાસતાં. ૧૩

દીંડી—પર અવર તણો પ્રભવ પુરૂષ ત્હેને
પ્રકાશવા દેવી ગર્ભે ધરી રહેછે;
એ લહીને ભાવિક ચિત્તવાન ત્હેને,
વિશ્વપિતામહી વિદ્યાનિધિ કહેછે. ૧૪

---

કસ્તુરીકા જેવાં, મનોહારી અને પૂર્ણ પ્રભાવાળાં ત્હેનાં રમ્ય ચુચુકરૂપ રત્નની કાન્તિ અતિશય દીપતી અને તે ગર્ભ જોવાની ઇચ્છા રાખનાર અંતર દ્રષ્ટાઓના અંજનથી જાણે લેપાયલાં હોય તેવું લાગતું હતું.

કસ્તુરીતુલ્ય શ્યામ, સુન્દર, રત્ન જેવાં ચુચુકની કાન્તિ અતિશય શોભતી તે જાણે ગર્ભમાં રહેલા ભગવાનના દર્શનની અત્યંત અભિલાષા રાખનાર યોગીઓના નેત્રમાંનાં આંજેલાં અંજનથી લેપાઇ શ્યામ બનેલાં હોય તેવો ભાસ થતો હતો. ૧૩

પર અને અવરનો પ્રભવ જે પુરૂષ ત્હેને પ્રકટ કરવા દેવકી ગર્ભમાં ધરી રાખે છે એવું માની ભાવિક ચિત્તવાળા લોકો ત્હેને (દેવકીજીને) વિદ્યાનિધિ અને વિશ્વપિતામહી કહેતા.

પર એટલે જગત્ અને અવર એટલે બીજું સર્વ અમાનુષી ત્હેના કારણભૂત જે ભગવાન ત્હેને દેવકી જન્મ આપવા સારૂ ગર્ભમાં ધારણ કરતાં, તેથી ભાવિકવૃત્તિવાળા જનો કોઇ વિશ્વપિતામહી અથવા કોઇ વિદ્યાનિધિ એવાં નામ ત્હેને આપતા. વિશ્વના પિતા ભગવાન્ ત્હેની પણ માતા એટલે વિશ્વપિતામહી અને વેદવેદાન્ત સર્વે વિદ્યા પ્રકાશક પરમાત્મા ત્હેને ગર્ભમાં ધારેલા એટલે એનામાં સર્વ વિદ્યાનો ભંડાર તેથી વિદ્યાનિધિ એવું માનતા. ૧૪

હરિગીત—આલેખ્યું યોગ્ય અખિલ જગને તે અભિજ્ઞા દેવીએ,
લીલાથી આકર્ષેલું સર્વે ચિત્રપટની ઊપરે;
તે જોઈ સર્વ પ્રજાપતિને પૂર્ણ પ્રતીતા થઈ ગઈ.
પોતે કરેલું સત્ય તે ખુબી માતૃકા પરથી લહી. ૧૫

હરિગીત—પદ્ધતિ નિરઅભિલાષની તે દેવીએ ધારી અને
નૈશ્રેયસી નીતિપંથને પૂરો ગ્રહ્યો તો તેણીએ;
પુણ્યાશયા એ દેવકી ઈચ્છે સદા એવુંજ કે,
સૌ પૂર્વ યુગમાં જગવિષે જેવું હતું તેવું બને. ૧૬

---

તે અભિજ્ઞા દેવીએ લીલાથી આકર્ષાઇને અખિલ જગતને ત્હેને યોગ્યજ ચિત્રપટ ઉપરજ આલેખ્યું. તે જોઇને સર્વ પ્રજાપતિઓને પૂર્ણ ખાત્રી થઇ કે પોતે જે કરેલું છે તે સત્ય છે, ને તે ખુબી ચિત્રપટ ઉપરથી ત્હેમણે લહી.

ભગવાનને ધારવાથી ભગવાનમયજ બનેલી, એટલે સર્વ જગતની વસ્તુસ્થિતિ યથાવસ્થિત જાણુનાર બનેલી દેવકીએ ક્રીડા કરવા સારૂ આખા જગતનું ચિત્ર ચિત્રપટ ઉપર ચિતર્યું. તે ચિત્રપટ જોઇને સર્વ પ્રજાપતિઓનાં મનને પૂર્ણ ખાત્રી થઈ કે દરેકે પોતપોતાનાં કૃત્ય બરોબર કરેલાં છે; કારણ કે દેવકીજીએ જે ચિતર્યું તે ભગવાનની શક્તિને લીધેજ અને પ્રજાપતિઓને પણ ભગવાનની આજ્ઞાનુસાર વર્તવાનું તેથી ચિત્રપટની સાથે પોતાનાં કાર્યો મળતાં આવવાથી ત્હેમના મનની ખાત્રી થઈ. ૧૫

નિરભિલાષી માર્ગ તે દેવીએ ધારણ કર્યો અને મુક્તિ ઉપયોગી તથા નીતિનો પંથ ગ્રહ્યો. એવી પુણ્યાશયા દેવકી સદા એવું ઈચ્છવા લાગી કે પૂર્વયુગમાં જેવું જગતમાં હતું તેવું પાછું બને.

અભિલાષાનો ત્યાગ કરેલ એવા વિરક્તોનો જે માર્ગ તથા જે મુક્તિમાં ઉપયોગી એવો નીતિનો પંથ ગ્રહણ કરવાથી શુદ્ધ અંતઃકરણવાળી બનેલી દેવકી સૌને શુદ્ધ જોવાજ ઇચ્છતી હતી. ભગવાન ગર્ભમાં હોવાથી ત્હેની વૃત્તિ આટલી બધી સાત્વિક બની. વળી ભગવાન ધર્મની સંસ્થાપના કરવાજ અવતાર લેનાર હતા તેથી દેવકીજીને પણ સર્વ જગત્‌ને સત્યયુગમાં હતું તેવું બનાવવા ઇચ્છા થઈ. ૧૬

હરિગીત—“પૂર્વે અનાપ્ત તણી અપેક્ષા શી ત્હને છે દેવકી,
અથવા પ્રથમ જે ભોગવ્યું તે ઇચ્છતાં દઈશું નકી;”
એવી રીતે કરનાર પ્રશ્ન અભાવવિત્ સખીઓ પ્રતિ,
નવ કાંઈ મુજને જોઇતું એવુંજ તે નાથા વદી. ૧૭

વસંતતિલકા—દેવી! કરે કયમ અનાદર સૌ સખીનો,
તું કેમ ના પીગળતી કરીને દયા તો;
એવું સખીનું સુણી સલ્લપિતા રહસ્યે,
તે માત્ર સ્નિગ્ધ સુકટાક્ષથી ઉત્તરે દે. ૧૮

---

હે દેવકી! પૂર્વે અનાપ્ત એવી કંઈ (ચીજની) ત્હને અપેક્ષા છે? અથવા પ્રથમ જે ભોગવ્યું ત્હેની જો ઇચ્છા હોય તો તે અમે આપીએ. એમ પ્રશ્ન કરનાર, ભાવ ન જાણનારી સખીઓપ્રતિ મ્હારે કાંઈ નથી જોઇતું એવું તે નાથા વદી.

ગર્ભિણી સ્ત્રીને ગર્ભસમયે જુદી જુદી અપેક્ષાઓ થાય છે, તે દેવકીજીને પણ થતી હશે એવું ધારીને ત્હેની સખીઓ ત્હેને પ્રશ્ન કરતી કે ત્હારે પહેલાં ભોગવેલ અથવા ન ભોગવેલ જે કાંઈ જોઇએ તે અમે આપીએ? ત્યારે દેવકીજી એમ કહેતાં કે મ્હારે કાંઈ જોઇતું નથી. ભગવાન ગર્ભમાં હોવાને લીધે ત્હેને એવી હલકી સ્પૃહાઓ થતી ન હોતી; પણ તે ત્હેની સખીઓ જાણતી ન હોતી તેથી ત્હેને અભાવવિત્ (ભાવ ન જાણનારી) એમ કહ્યું છે. નાથા એટલે સ્વામિની; સૌની વડીલ એટલે એ નામ આપ્યું. ૧૭

હે દેવી! તું સૌ સખીનો અનાદર કેમ કરે છે? અને દયા કરી કેમ પીગળતી નથી? એવું સખીનું સાંભળી એકાંતમાં સલ્લપિતા દેવકી માત્ર સ્નેહાળ કટાક્ષોથી ઉત્તર દેતી.

જ્યારે એકાન્તમાં કોઈ સખી દેવકીજીને પુછે કે ત્હમે સૌનો અનાદર કેમ કરોછો? દયાથી કેમ પ્રથમની જેમ પીગળતાં નથી? ત્યારે સખીથી સંભાષિત થયેલાં દેવકીજી માત્ર દૃષ્ટિની સ્નેહાળ કટાક્ષોથીજ ઉત્તર આપતાં. ભાવાર્થ કે મુખેથી જવાબ દેતાં નહિં. કારણ કે અખિલ જગતના પ્રભુએ પોતાનામાં પ્રવેશ કર્યો ત્યારે પોતે પણ પ્રભુની શા-

**હરિગીત**—તે દેવકી નિદ્રા રહીત હોવા છતાં પોઢી રહે,
ને માપીને ભૂમિ પરે ધીમે ધીમે પગલાં ભરે;
સમીપ રહેતા જન તણી દરકાર લેશ ન રાખતી,
ભાવિત પારમેષ્ટા સતી ભદ્રાસને વિરાજતી. ૧૯

**લાવણી ટુંકી**—પૂર્વથી વિલક્ષણ દેવકીનાં વર્તનથી,
પરિક્રમ પ્રેક્ષિત સંભાષણ આદિ એથી;
જન–આપ્ત વિભાવનીયથી શક કરતાં કે,
તે શ્રમજીતા મંથરા મહોપપન્ના છે. ૨૦

---

ક્તિનો આધાર લઈ ત્હેની જેમજ વર્તન કરવા માંડ્યું. આ શ્લોકમાં ગર્ભથી પ્રાપ્ત થતું દૌર્બલ્ય વર્ણવે છે. ૧૮

દેવકી નિદ્રારહિત હોવા છતાં પોઢી રહેતી, ભૂમીપર માપી માપીને ધીમાં પગલાં ભરતી, વળી સમીપ રહેલા જન તરફ જરા પણ લક્ષ ન આપતી, અને એવી ભાવિત પારમેષ્ટા સતી ભદ્રાસન ઉપર બેસી રહેતી.

ગર્ભને લીધે નિદ્રા ન આવતી છતાં આખો વખત દેવકીજી સુઈ રહેતાં, ત્હેના ભારને લીધે ધીમે ધીમે ભૂમી ઉપર પગલાં ભરતાં, વળી કોઈની સાથે વાતચિત કરવી ન ગમતી તેથી પાસે રહેનારાં જનનીતરફ લક્ષ ન આપતાં એવાં પરમેશ્વરનાં ચરિત્ર અનુસરતાં દેવકીજી રાજ્યાસન ઉપર બેસી રહેતાં. વળી બીજો અર્થ એવો થાય છે કે ભગવાન ગર્ભમાં હોવાથી ભગવાને કરેલ તેજ પોતે કરતાં; ભગવાન કાયમ ક્ષીરસાગરમાં પોઢ્યાજ રહે છે, તેમ તે પણ સૂઇ રહેતાં. ભગવાને ત્રિવિક્રમ (વામન) અવતારમાં માપીને ભૂમીપર પગલાં ભર્યાં હતાં. એટલે તેઓ પણ એમ કરતાં. વળી ભગવાન જેમ આર્તો તરફ કંઈ બોલ્યા ચાલ્યા, પરવા, વિના રહે છે, તેમ તે પણ સ્વજનોતરફ બેદરકાર રહેતાં. એવાં સર્વ લોકથી જય કરી ઉચ્ચ બનેલાં દેવકીજી, જેમ ભગવાન શેષાસન ઉપર તેમ પોતે ભદ્રાસન ઉપર બેસી રહેતાં; પરમપદમાં રહે તેટલા માટે ભગવાનનું નામ પરમેષ્ટ આપેલ છે. ૧૯

પ્હેલાં હતું ત્હેનાથી દેવકીજીનું ચાલવામાં, જોવામાં અને બોલવામાં વિલક્ષણ વર્તન થયું, તેથી આપ્ત વિભાવનીય સમજનાર સિવા-

**વસંતતિલકા.**—શેષે સુતેલી અથવા ગરૂડે જતી કે,
તે રત્ન પીઠપરનાં કમળે બિરાજે;
આશ્રિત વંદ્ય સુણુતી પુરૂષો તણી એ,
સ્વપ્ના દશા મહિં દિઠી સહુ આકૃતિ છે. ૨૧

**હરિગીત**—જે વિશ્વવિભુના જઠરમાં આ અખિલ વિશ્વ રહેલ છે,
ત્હેવા જગન્નિવાસને વળી દેવકી ગર્ભે ધરે;
તેથી પ્રભુનું વિશ્વ, દેવી ઉદરમાંહીં નિહાળતી,
અદ્ભુત કળા એ નાથની નવ તર્ક મતિ ત્યાં ચાલતી.૨૨

---

યનાં લોકો એમ શંકા કરતા કે કાં તો તે શ્રમજીતા અથવા મંથરા અથવા મદોપપન્ના છે.

દેવકીજીનાં દરેક પ્રકારનાં વર્તનમાં ફેરફાર થયો તેથી અત્યંત અંતરંગવૃત્તિ સમજનાર માણસો સિવાયનાં અન્ય લોકો એમ શંકા કરવા લાગ્યાં કે કાં તો દેવકીજી શ્રમથી–જીતાઇ ગયાં છે, અથવા ઉન્માદકારક વસ્તુ ઉપયોગમાં લેવાથી આવાં રહેછે, અથવા તો તેવી વસ્તુની લાલસાથી એવાં રહે છે. આ શ્લોકમાં પણ ગર્ભથી આવતી ગ્લાની અને પ્રભુની શક્તિથી થતું બેપરવાઇપણું વર્ણવેલ છે. ૨૦

શેષઉપર સુતેલી, ગરૂડઉપર જતી, રત્નની પીઠપર રહેલા કમળમાં બેઠેલી, કંઈ (દિવ્ય) પુરૂષોની સ્તુતિપાઠ સાંભળતી એવી પોતાની બહુ આકૃતિ દેવકી સ્વપ્નદશામાં દેખતી.

ભગવાનનાં આસન, વાહન, સ્તુતિ સાંભળવાનું વર્તન ભગવાન પોતે ગર્ભમાં હોવાથી દેવકીજી સ્વપ્નમાં દેખતાં અને ભગવાન જેવોજ અનુભવ પોતે કરતાં હોય એમ પોતાને ભાસતું. ૨૧

આખા વિશ્વને જે વિભુ પોતાના ઉદરના એક ખુણામાં રાખે છે તેવા જગન્નિવાસને દેવકી ગર્ભમાં ધારતી; તેથી પ્રભુના વિશ્વને પોતાના ઉદરમાં નિહાળતી. આ પ્રભુની અકળ કળા છે, ત્યાં આપણાં તર્ક, મતિ કાંઇ ચાલતાં નથી.

પ્રભુના ઉદરમાં એક ખુણામાં વિશ્વ છે, તેવા પ્રભુ પાછા દેવકીજીના ગર્ભમાં પેઠા, તેથી દેવકીજી જાણે પોતાના ઉદરમાં આખા વિશ્વને

લાવણી—સુર અસુરાધીશ્વરના કિરીટ તણા અત્યંત ઘસારાથી
થયેલ છે જર્જરિત જ્હેનું કનકવેત્ર મુખ આગળથી;
અભિવ્યક્ત આનંદરૂપ અદૃશ્ય અન્ય જનથી રહેજે,
વિષ્વક્સેનજી ત્હેને દેવી નિત્ય સમીપ ઉભેલ જુએ. ૨૩

હરિગીત—ત્રણુ લોકની માંગલ્ય નિધિરૂપ ને ત્રિવેદ્યા વાર્ણી જે,
સંજીવની તે ઉચરતી અનઘી પ્રસાદા દેવીએ;
' ના કૌંકસોનાં નામ બોલી તે રીતે બોલાવતી,
ને યોગ્ય સ્થાને કાર્યમાં દેવી સહુને યોજતી. ૨૪

---

નિહાળતાં હોય, એવો ભાસ થતો હતો. આ પ્રભુની અદ્ભુત કળા છે. ભગવત્ સંકલ્પ આગળ આપણા તર્ક અને મતિ કંઇ કામમાં આવતાં નથી. ભગવાનના પેટમાં વિશ્વ હોવા છતાં, અને તે પાછા દેવકીજીના પેટમાંને કેમ જોઈ શકે ? એવી કોઈ શંકા કરે તો ત્હેના સમાધાન તરીકે કહે છે કે પ્રભુની અકળિત કળા આગળ મનુષ્યના તર્ક મતિ કશા ઉપયોગનાં નથી. ૨૨

સુરઅસુરાધીશ્વરના મુકટના અત્યંત ઘસારાથી જેની સુવર્ણની છડીનો આગલો ભાગ જર્જરિત થયો છે, અને જેનો આનંદ અભિવ્યક્ત થયો છે અને જે અન્ય જનોથી અદૃશ્ય છે એવા વિષ્વક્સેનજીને દેવકી નિત્ય પોતાની પાસે ઉભેલ જોતી.

ભગવાનની સેવા કરવા આવતા દેવો અને દાનવોના જે મુખ્ય અધીશ્વરો તે ભગવાનને નમન કરતાં, જે વિષ્વક્સેનજીની છડી પાસે મસ્તક નમાવે છે, જેમની એ છડીનો આગલો ભાગ હમેશના ઘસારાથી જર્જરિત થયો છે, એ આનંદરૂપ અને અન્ય જનોથી અદશ્ય ભગવાનના સેનાપતિને દેવકીજી કાયમ પોતાનીપાસે ઉભેલ જોતાં. ૨૩

ત્રણે લોકના માંગલ્યનિધિરૂપ એવી ત્રિવેદ્યા અને સંજીવની વાણી બોલતી અનઘી પ્રસાદા દેવકી દેવોના (યોગ્ય) નામ બોલી તેપ્રમાણે બોલાવતી ને તે સહુને યોગ્ય સ્થાને ત્હેમનાજ કાર્યમાં રોકતી.

ત્રણે લોકનું શ્રેય કરનારી, ત્રણે વેદના સમૂહથી બનેલી, અને સંજીવન કરનારી વાચા બોલનારાં, અનુગ્રહ કરનારાં દેવકીજી સર્વ દેવોને

હરિગીત—સ્વેચ્છાર્થો યાદવ ધર્મપત્નિ પર અવર ધર્મો બધા,
એ બોલતી તે પૂર્વથી અદૃષ્ટ જેવા લાગતા;
એવી વિલક્ષણ વાચના સહુ વેદ પણ પ્રતિધ્વનિ રૂપે,
નિકળી બનેલા હોય એવો ભાસ થાતો સર્વને. ૨૫

હરિગીત—ઇચ્છા કરી આરંભવાને લોક રક્ષણની ક્રિયા
અપરાધી જન પ્રતિ દેવીએ દર્શાવવા માંડી દયા,
ને વાણી વદવા આદરી વૃત્તિ મુનીન્દ્ર સમી ધરી
વળી મુક્તિને જે યોગ્ય વિદ્યા માત મુખથી નીસરી.—૨૬

---

યોગ્ય ત્હેમનાં ઇન્દ્રચન્દ્રાદિ નામોથી બોલાવતાં અને કામ બતાવતાં. એ કાર્ય ભગવાનનું છે. ભગવાન ગર્ભમાં હોવાથી દેવકીજીમાં પણ એ શક્તિ આવી અને તેથી તેપ્રમાણે બોલાતું. ૨૪

યાદવધર્મપત્નિ સ્વેચ્છાથી પર અને અવર ધર્મો બોલતી, તે વાણી પૂર્વ કરતાં વિલક્ષણ લાગતી એવી (એની) અદ્ભુત વાણી, વેદથી પ્રતિધ્વનિત થઈ હોય એવો સૌને ભાસ થતો.

સ્વેચ્છાથી એટલે કોઈ પણ શાસ્ત્ર શીખીને અથવા ત્હેના આધારથી નહિ પરન્તુ પોતાની મેળેજ આ લોકના અને પરલોકના સર્વ ધર્મ દેવકીજી બોલતાં હતાં તે બધી દેવકીજીની વાણીને પૂર્વે ન જણાયલી ને ત્હેનો વેદોએ પણ પ્રતિઘોષ કર્યો હોય એવો ભાસ થતો.

ભાવાર્થ કે ભગવાન ગર્ભમાં હોવાને લીધે સર્વ ધર્મના રહસ્યનું નિષ્કર્ષ કરવાની ત્હેની શક્તિ વેદોથી પણ ચઢતી હતી; કારણ કે તે વેદોના જીવનરૂપ અને વેદ ત્હેના પ્રતિઘોષરૂપ લાગતા હતા. ૨૫

દેવીએ લોક રક્ષણ કરવાની ઈચ્છા કરી અને અપરાધી જન પ્રતિ દયા દર્શાવવા માંડી. મુનીન્દ્ર જેવી વૃત્તિ રાખીને વાણી બોલવા માંડી અને જે મુક્તિને યોગ્ય વિદ્યા તે કહેવા માંડી.

ભગવાન ગર્ભમાં હોવાથી લોક રક્ષણ કાર્યો કરવાની દેવકીજીની ઈચ્છા થઈ અને પ્રભુની પેઠેજ દોષિત જન સુદ્ધાંત ઉપર દયા જણાવવા લાગ્યાં. વળી ગંભીર વાણી વદવા લાગ્યાં અને મોક્ષ આપનારી વિદ્યા સહુને સમજાવવા લાગ્યાં. ૨૬

શાર્દૂલ—જેમાંથી પ્રસૂતિ થઈ ફળ તણી ચારે સુવર્ગોની તે
શ્રીનારાયણ ગર્ભમાં વસી રહ્યા તેથી નતાંગીજ જે,
તે દેવી સ્થિર ચિત્ત ઉન્નતિ તણો આધાર પૂરો લઈ
ઈચ્છે અંતરમાં સદા સઘળું હું આપું સહુને દઈ.–૨૭

લાવણી—અતર્ક્ય મહિમાવાળું ભગવત તેજ રહ્યું છે જે માંહિ
કૃશોદરી તે દેવકી તારકથી બહુ બહુ અભિનન્દાઈ;
ઈન્દુતુલ્યે ક્રમે ક્રમે ક્ષીણતાને અળગી કરી અને
પ્રાપ્ત કરી અતિ ઉત્તમ શોભા ગર્ભવર્તીના તનુ તને–૨૮

---

જેનામાંથી ચારે વર્ગની ઉત્પત્તિ થઈ છે એવા શ્રીમન્ નારાયણ ગર્ભમાં વસ્યા તેથી નતાંગી થયેલી દેવકીએ સ્થિર ચિત્તવાળી વૃત્તિ ધારી હૃદયમાં સદા એમ ઈચ્છવા માંડયું, કે હું સૌને બધું આપી દઉં.

ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે ફળ જે ભગવાનમાંથી ઉત્પન્ન થયેલાં છે તે દેવકીજીના ગર્ભમાં વસ્યા તેથી દેવકીજીની ચિત્ત-વૃત્તિની ઉન્નતિ થઈ; અને પ્રભુના જેવું ઉદાર અને દયાળુ મન થવા-થી સૌને સઘળું આપવાની ઇચ્છા થવા લાગી. ૨૭

અતર્ક્યે મહિમાવાળું ભગવાનનું તેજ જેમ ગર્ભમાં રહ્યું છે એવી તનુ અંગવાળી દેવકી ચક્ષુની કીકીઓને લીધે બહુ અભિનન્દન પામી અને એના તનુ અંગે ચંદ્રની પેઠે ક્રમે ક્રમે ક્ષીણતાને ત્યાગી અતિ ઉત્તમ શોભા પ્રાપ્ત કરી.

અશક્તિને લીધે પ્રથમ દુર્બળ થયેલ દેવકીજીનું અંગ પછીથી ભગવાનના તેજથી વધી, દીપી રહ્યું અને ત્હેના ચક્ષુની શોભાથી લોકો-તરફથી અભિનન્દન પામી તેમજ લોકોનાં ચક્ષુથી પણ અભિનન્દન પામી ચંદ્રની પેઠે દિવસે દિવસે ક્ષીણતાને ત્યાગી સૌંદર્ય પ્રાપ્ત કર્યું. અમાવાસ્યા પછી ચંદ્ર પણ દિવસે દિવસે વધે છે, ને નભમાં રહેલા તારાઓથી તે પણ અભિનન્દન પામે છે; અને ધીરે ધીરે પૂર્ણ શોભા પ્રાપ્ત કરે છે. ૨૮

**હરિગીત**—પદ્મા તણા શણગારરૂપી જે મણી તે ગર્ભમાં
ધારેલ ગુપ્ત શ્રી દેવકીએ રત્ન તે નિજ ઉદરમાં;
ને મધ્ય–કાલે ઉદર શોભી ભાસ એવું આપતું
જાણે રજત મંજુ શયા મણી ગુપ્ત માંહિં લાગતું–૨૯

**સાખી**—ધીમે ધીમે અંતર ગત કૃષ્ણે વધવા માંડ્યું તેથી
દર્શાન્તે દીપેછે તેવી ચન્દ્રની લેખા જેવી,
દીપ્ત દેવીને ચકોરવત્ આચરતા લોકો સર્વે
નિજ ચક્ષુથી અતિ પ્રેમથી નિહાળતા એ સર્વે—૩૦

**વસંતતિલકા**—મ્હારા મહિં અખિલ વિશ્વ ગુરૂ રહે છે
તેથી ન ભાર મુજ પૃથ્વી સહી શકેરે,
એવું પ્રમાણી સખી હસ્ત ગ્રહી ધીમેથી
ચાલેજ મંદ ગતિથી અતિ દેવકીજી— ૩૧

---

લક્ષ્મીજીના શણગારરૂપી જે મણી તે દેવકીના ગર્ભમાં ગુપ્ત રીતે રહેલ તેથી ગર્ભના મધ્યકાલે ઉદર શોભીને એવો ભાસ આપતું કે જાણે રૂપાની પેટીમાં મણી ગુપ્ત રાખ્યું હોય!

લક્ષ્મીજીના શણગારરૂપ ભગવાન તે દેવકીજીના ગર્ભમાં ગુપ્ત રહેતા ત્હેનો એવો આભાસ થતો કે રૂપાની પેટીમાં રત્ન ગુપ્તરીતે રાખેલ હોય. ૨૯

ધીમે ધીમે અંતરગત રહેલા શ્રીકૃષ્ણે વધવા માંડયું તેથી દર્શાન્તને સમયે જેવી ચન્દ્રની લેખા દીપે છે તેવી દીપ્તદેવીને ચકોરવત્ આચરણ કરતા સર્વ લોકો અતિ પ્રેમથી પોતાના ચક્ષુથી નિહાળતા.

ભગવાન વધવા સાથે દેવકીજીનું તેજ પણ વધવા લાગ્યું અને એનું એ સૌંદર્ય લોકોને અતિ પ્રિય થઈ પડયું આનો બીજો અર્થ એવો પણ થાય છે કે દર્શાન્તે એટલે શુકલ પક્ષ આરંભે ચન્દ્ર લેખા દિન પ્રતિ દિન અંદર રહેલ મૃગરૂપી કૃષ્ણ વધતાં વધવા માંડે છે અને તે ચકોરના ચક્ષુને અતિ પ્રિય થઈ પડે છે. ૩૦

અખિલ વિશ્વના ગુરુ મ્હારા મહિં રહેલા છે તેથી મ્હારો ભાર પૃથ્વી નહીં સહી શકે એવું ધારીને દેવકી સખીનો હાથ ઝાલી ઘણી મંદ ચાલથી ચાલતાં.

હરિગીત—ગર્ભે મુકુન્દ ધરેલ દેવી ભૂષણો ધર્રાને પછી
સામાન્ય દર્પણની મહીં નિજ મુખ નિરખતી ના કદી,
શ્રીનાથથી તેજસ્વી માતા અન્ય જોઈ ના શકે
તેવા હરિના ખડ્ગ દર્પણમાં નિહાળતી આત્મને–૩૨

હરિગીત—પુષ્પો તણી માળા બહુ નવ અંગ પર દેવી સહે
પછી રત્નનાં ભૂષણ સહન તે કેવી રીતે થઈ શકે ?
પૃથ્વી વહન ઉતારવાનું કાર્ય જે ભવિષ્યે થવું
આ–રત્ન ત્યાગર્યો–પ્રથમ પગલું તેતણું ઉર, માનવું–૩૩

---

આખા જગત્‌ના પિતા ભગવાન તે પોતાના ગર્ભમાં તેથી પોતાનો ભાર પૃથ્વી નહીં સહી શકે એવું માની દેવકીજી પોતાની સખીયોના હાથ ઝાલી ધીમે ધીમે ચાલતાં. મંદ ગતિનું મૂળ કારણ તો અશક્તિ; પરન્તુ કવિએ અહિં એને વિલક્ષણ રૂપમાં મુકેલ છે. ૩૧

મુકુન્દને ગર્ભમાં ધારેલ દેવકી, ભૂષણો સજીને પછી સામાન્ય દર્પણમાં કદી પોતાનું મુખ ના જોતી, ( પરન્તુ ) અન્ય ન જોઈ શકે તેવા હરિના ખડ્ગ દર્પણમાં શ્રી નાથથી તેજસ્વી થયેલી માતા પોતાનું મુખ જોતી.

જેણે મુકુન્દને ગર્ભમાં ધારેલ છે એવાં દેવી સામાન્ય જનોની પેઠે દર્પણમાં પોતાનું મુખ ન નિહાળતાં, પરન્તુ ભગવાનના તેજને લીધે દિવ્ય શક્તિ પ્રાપ્ત કરી અન્ય ન જોઈ શકે એવા ભગવાનના તલવારરૂપી દર્પણમાં પોતાનું મુખ નિહાળતાં. ૩૨

દેવી બહુ પુષ્પોની માળા પણ અંગ ઉપર ન સહી શકતી તો પછી રત્નનાં ભૂષણ તો સહન થઈ શકેજ કેમ ? પૃથ્વીનો ભાર ઉતારવાનું જે કાર્ય ભવિષ્યમાં થવાનું હતું ત્હેનું–આભૂષણ ત્યાગ–તે પ્રથમ પગલું એમ સમજાયું.

પુષ્પોની માળા જેવી સુકોમળ માળા પણ દેવકીજી સહન કરી શકતાં ન હતાં એટલે પછી બીજાં આભૂષણ તો કેમ સહી શકાય ? એ સર્વ આભૂષણનો ભાર પોતાના અંગ ઉપરથી ઉતાર્યો, તે ઉપરથી ત્હેમના

ગરબી—ગર્ભે લોક નિધાન ધરેલા તેવી જે
દેવક વંશની લક્ષ્મી માતા દેવીને-
દિવૌકસો વેદોના જ્ઞાની-જોઇને-
વિભૂતિ ત્હેની વિવિધ પ્રકારે વર્ણવે— ૩૪

હરિગીત—યદિ સમય પૂર્ણ થયા છતાં દુખહીન પણિ દેવીને
સુખરૂપ ગર્ભવતી હતી (પ્રભુના) પ્રભાવથી તેવીને-
નિરખી વિચારે મનમહિં વસુદેવજી ત્હેના પતિ
માને અભિવૃદ્ધિ તણી આ સૂચના રૂપે થતી— ૩૫

---

દ્વારાજ ત્હેમને ત્યાં ભગવાન જન્મ લેવાના (લેશે) તેથી પૃથ્વીનો ભાર પણ ઉતરશે એમ સમજાયું. રત્નત્યાગ તે ભવિષ્યના કાર્યનું પ્રથમ પગલું થયું. ૩૩

જેણે ગર્ભમાં લોકના નિધાન ધારેલા છે, તેવી દેવક વંશની લક્ષ્મી દેવકીને જોઇને વેદના જ્ઞાની દેવો ત્હેની વિભૂતિ વિવિધ પ્રકારે વર્ણવતા હતા.

પિતાના કુળનાં લક્ષ્મીરૂપ દેવકીજી, જેમના ગર્ભમાં જગત્સ્વામી રહેલા છે, ત્હેમને જોઇને ત્હેમનું ઐશ્વર્ય વેદ જાણનાર સુરોએ જુદી જુદી રીતે વર્ણવ્યું. ૩૪

જોકે સમય પૂર્ણ થયો હતો છતાં ગર્ભવતિ દેવકી કંઈ પણ દુ:ખવગરની હતી, અને પ્રભુના પ્રભાવથી સુખી રહેતી. તેવીને નિરખીને ત્હેના પતિ વસુદેવ મનમાં વિચાર કરતા કે આ અભિવૃદ્ધિની સૂચનારૂપ છે.

ગર્ભનો સમય દેવકીજીને પુરો થયો છતાં, પ્રભુના પ્રભાવથી કંઈ પણ દુ:ખવગરનાં સ્વસ્થ અને સુખી નિહાળી વસુદેવજી પોતાની અભિવૃદ્ધિની સૂચનારૂપ તે છે એમ માનતા. આકાશવાણીથી આઠમા ગર્ભવિષે કહેવાયેલ તે સત્ય થશે એમ નિશ્ચય થયો. ૩૫

**ઢાંઢી**—સુર ને અસુરના પિતા હતા જે
વસુદેવ જે પિતામહે થશે એ,
વિષ્ણુ ગર્ભધારી દેવકી નિહાળી
તુષ્ટ થયા અન્ય સર્વ સ્પૃહા ત્યાગી— ૩૬

**ગરબી**—જગના તાપની શાન્તિને દર્શાવતી
સાધુ જનની ઈચ્છિત સન્ધ્યા આવતી,
વિશ્વ પિતુની પ્રસૂતિ આવા ભાવથી
સંવેદન કરવાને ભાસતી આવતી— ૩૭

---

જે સુર અસુરોના પિતા હતા અને જે (ભવિષ્યમાં) પિતામહ થવાના, તે વિષ્ણુને ગર્ભમાં ધારેલ દેવકીને જોઈ અન્ય ઇચ્છા તજી તુષ્ટ બન્યા. પૂર્વે કશ્યપરૂપે જે દાનવના પિતા હતા, અને જે હાલ અખિલ જગતના પિતાના પિતાની પદવી પ્રાપ્ત કરવાના, તે વસુદેવજી દેવકીજીને જોઈ બીજી અભિલાષ તજી તુષ્ટ થયા, કારણ કે દેવકીજીના ગર્ભમાં ભગવાન, જે એકથી બીજી અન્ય ઇચ્છા રહે નહિ-તે હતા.

જગતના પિતા પ્રભુ, ને ત્હેના પણ પિતા થવાના, તેથી પિતામહ કહ્યા. હવે ગર્ભવર્ણન પુરૂં કરી જયન્તીની રાત્રીનું વર્ણન સન્ધ્યાથી આરંભી મધ્યરાત્રીસુધીનું કરવા માંડે છે. ૩૬

જગતના તાપને શાન્તિ દેખાડતી ને સાધુ જનોને ઇચ્છિત એવી સન્ધ્યા વિશ્વના પિતાની પ્રસૂતિનો ભાવ સંવેદન કરવા આવતી હોય એવો ભાસ થતો.

આ શ્લોક દ્વિઅર્થી ભાવનો છે. સૂર્ય અસ્ત થવાથી સન્ધ્યાસમયે જગતના તાપ શાન્ત થાય અને જગત્પિતાના અવતારથી પણ જગતના તાપ શાન્ત થાય. સન્ધ્યા આદિ કર્મ કરવાને વાસ્તે સન્ધ્યાની સાધુઓ સ્પૃહા રાખે અને પ્રભુનો જન્મ પણ તેમાં થવાનો હતો એટલે ત્હેની પણ સ્પૃહા રાખે. એ રીતે પ્રથમથીજ જગતના તાપ શાન્ત કરતી અને સત્પુરૂષોનાં મન પ્રસન્ન કરતી સન્ધ્યા ઈશ્વરના પ્રાગટ્યનો ભાવ દર્શાવતી એવો ભાસ થતો. ૩૭

**ઉપજાતિ**—સ્વતેજથી ઢાંકતી જે રવિને
સુવર્ણ પીતાંબરવાસિની તે
સન્ધ્યા જગત્‌ને વળી પૂજ્ય છે જે
મુરારિની મૂર્તિ રૂપે દીપી તે— ૩૮

**ગરબી**—દિનાન્ત નાગથી–અતિ યત્નથી–ભાસ્કરે
પડવા માંડેલું છે પશ્ચિમ સાગરે
અસ્ત શૈલથી રક્ત ઉરનું બિમ્બ તે
પડતાં શોભે ગૈરિક શિખરિણીતુલ્ય ને— ૩૯

---

પોતાના તેજથી જે રવીને ઢાંકે છે, જે સુવર્ણ પીતાંબરવાસિની છે, અને જગતને પૂજ્ય છે, તેવી સન્ધ્યા મુરારિની મૂર્તિરૂપે દીપી.

આ પણ બે અર્થવાળો શ્લોક છે. સન્ધ્યાને મુરારિના રૂપમાં કહી દરેક વિશેષણ બન્ને પ્રત્યે લગાડ્યાં છે. મુરારિની મૂર્તિ પોતાના તેજથી અન્ય સર્વ સૂર્ય સુદ્ધાંતના તેજને પણ નિસ્તેજ કરી નાંખે છે, એણે સુવર્ણ પીતાંબર ધારેલ હોય છે; અને તે જગતને પૂજ્ય છે. સન્ધ્યા પણ પોતાના તેજથી, પોતાના આવવાથી સૂર્યને ઝાંખો કરે છે, તે સમયે આકાશ પણ પીળું, સારા વર્ણવાળું થઈ જાય છે. અને ઉપાસના આદિ કાર્યવાસ્તે પણ સન્ધ્યા પૂજ્ય છે, એટલે કૃષ્ણ ચન્દ્રની મૂર્તિરૂપજ સન્ધ્યા દીપી. ૩૮

દિનાન્ત નાગના અત્યંત યત્નને લીધે પશ્ચિમ સાગરમાં ભાસ્કરે પડવા માંડ્યું. તે રાતા ઉરનું બિમ્બ અસ્ત શૈલઉપરથી પડતાં મેરુના શિખર જેવું ભાસતું હતું.

દિવસના અન્તરૂપી ગજના ઘણા પ્રયત્નોને લીધે સૂર્યે પશ્ચિમ સાગરમાં ડુબવા માંડ્યું, તે વખતે એવો ભાસ થયો કે જાણે અસ્તરૂપી પર્વતઉપરથી સૂર્યરૂપી રાતું બિમ્બ મેરૂના પર્વતઉપરથી ત્હેનું શિખર પડતું હોય.

હાથી મસ્તક મારી સ્વબળથી પર્વતનું શિખર પાડી દરિયામાં

ગરબી—વારિ નીધિમાં ડુબી જતા એ ભાનુએ
"કરગ્રાહી કો મ્હારો થાશે" આ સમે
એવું માની સંભવિત દૂર દિશમાં
કિરણોરૂપી કરાગ્ર ઉચ્ચ પ્રસારીયાં— ૪૦

ગરબી—દીપ્ત પ્રભા કેસરથી અર્કનું બિમ્બજો
પદ્મ તુલ્ય તે, મકરન્દસમ તામ્રજો
ક્રીડા અર્થે સન્ધ્યારૂપ કુમારીએ
ગગનામ્બુથી ચુંટી સિન્ધુમાં નાખ્યું જો-૪૧

---

ફેંકે અને એ શિખર ગેરૂનું લાલ રંગવાળું હોય તેપ્રમાણે સૂર્ય અસ્ત થવા સમે સૂર્યાસ્તનો દેખાવ હતો. ૩૯

સમુદ્રમાં ડુબી જતાં એ ભાનુએ આવે સમે મ્હારો કોઈ કરગ્રાહી થશે એવું સંભવિત માનીને દૂરદિશાસુધી પોતાનાં કિરણોરૂપી કરાગ્ર ફેંકયા.

આગલા શ્લોકમાં હસ્તાચળપરથી પડતો જે ભાનુ, ત્હેણે જળસમૂહમાં ડુબતાં મ્હારો કરગ્રાહી થાય એવા હેતુથી પોતાનાં કિરણોરૂપી હાથ ઉંચેસુધી દૂર દીશામાં પ્રસાર્યા.

સૂર્યનાં કિરણો, અસ્ત પામતી વખતે ચારે દિશામાં બહુ પ્રસરે છે એને કવિએ વિલક્ષણરૂપે વર્ણવ્યાં, અને એવો ભાવ બતાવ્યો કે જાણે સૂર્ય, તે, મદદસારૂ ઉંચા પ્રસારતો હોય. ૪૦

પ્રભા કેસરથી શોભિત, અને મકરન્દ જેવું તામ્ર અને પદ્મ તુલ્ય અર્કનું બિમ્બ સન્ધ્યારૂપ કુમારીએ ક્રીડા અર્થે ગગનરૂપી સાગરમાંથી ચુંટી જાણે સાચા સાગરમાં નાંખ્યું.

આ શ્લોકમાં થોડો દ્વીઅર્થી ભાવ છે. સૂર્યને કમળની ઉપમા આપેલ છે. સૂર્યની પ્રભા કેસરના જેવી-તેવા વર્ણવાળી-હોય છે. કમળમાં વચમાં એવી જાતના કેસરી પ્રભા તુલ્ય રેસા હોય છે. સૂર્યની લાલાશને પુષ્પના રસની ઉપમા આપી છે; ને કમળ પક્ષે ભ્રમરને લીધે લાલાશ ગણી છે. એવા સૂર્યરૂપી પદ્મને, સન્ધ્યારૂપી કુમારીએ

સાખી—ઉષ્ણ કિરણનું બિમ્બ, ફણામણિ તુલ્ય પ્રેક્ષ્ય ધરે જે
તપાધિક તે વાસરપન્નગઈંદ્રે–વિચારી ચિત્તે-
સન્ધ્યા સુપર્ણીને અવલોકી ભય ધરી ઉરે અતિશે-
અતિ ત્વરાથી પ્રવેશ કરીયો ભૂતલ બિલને વિશે-૪૨

ગરબી—દિગ્ગજ સમ અતિઘોર દર્પ પયોદધિ
પ્રદોષ સમયે અરૂણ સૂર્યના વ્યાજથી
કાલે અર્પિત કવળ–મધુથી પૂર્ણ જે
ભોજન ગણીને ગળી ગયો માન્યુંજ મ્હેં–૪૩

---

આકાશરૂપ સાગરમાંથી રમતને ખાતર ચુંટયું; અને તે પાછું મહા સાગરમાં ફેંક્યું.

સન્ધ્યાકાલને કુમારીની ઉપમા આપેલ છે અને સૂર્યરૂપી કમળને રાખે છે તેથી આકાશને પણ સાગરની ઉપમા આપેલ છે. ૪૧

ફણામણિના જેવું, જોવાલાયક, અતિ તપેલ, ઉષ્ણ કિરણ બિમ્બ વાસરપન્નગેન્દ્ર, ત્હેણે સન્ધ્યા સુપર્ણીને જોઈ અત્યંત ભય પામી વિચારીને અતિ ત્વરાથી પાતાળ બિલમાં પ્રવેશ કર્યો.

ઉપમાન તથા ઉપમેય બન્નેને એક વિશેષણ લાગુ પાડવાથી આ શ્લોક પણ દ્વીઅર્થી બને છે. વાસરપન્નગેન્દ્ર એટલે દિવસરૂપી ફણીરાજ જે ફણામણી રૂપ ઉષ્ણ કિરણનું બિમ્બ ધરે છે, ને જોવા યોગ્ય છે, ને પોતાનાજ તાપથી તપેલ છે ત્હેણે સન્ધ્યારૂપ ગરૂડને આવતાં જોઈ અતિ ભય પામી પાતાળરૂપી દરમાં પ્રવેશ કર્યો. જેમ ફણીરાજ ને ફણામણિ તેમજ દિવસને સૂર્યરૂપી ફણામણિ, બન્ને એક સરખાજ પ્રેક્ષ્ય, દિવસ અને પન્નગેન્દ્ર બન્ને તાપાધિક-એક આત્મતાપથી ને એક પોતાના વિષના તાપથી; જેમ ફણિરાજ ગરૂડથી ભય પામી દરમાં પેશી જાય તેવીજ રીતે દીવસરૂપી ફણિરાજે સન્ધ્યારૂપી ગરૂડને દેખી પાતાળરૂપી દરમાં એકદમ પ્રવેશ કર્યો. મુખ્ય વાત એજકે દિવસને ફણિરાજની ઉપમા આ શ્લોકમાં આપેલી છે. ૪૨

પ્રદોષસમયે દિગ્ગજ જેવો અતિ ઘોર અને ગર્વિષ્ટ પયોદધિ અરૂણ સૂર્યના નામથી કાળે અર્પણ કરેલ મધુથી પૂર્ણ કોળીયો ગળી ગયો હોય એવું મ્હારૂં માનવું છે.

**ગરબી**—નિશામુખે રવિ શશિનો વિયોગ જે સમે
પ્રકટયો, ત્યારે દૂષિત નેત્ર કર્યાં તમે,
વિયોગીના શોકાગ્નિ ધુમ સમ આવતો
સર્વ દિશામાં, નિહાળતાં એ ભાસનો. ૪૪

**હરિગીત**—તારારૂપ પુષ્પો, અને શ્રીરૂપ પલ્લવ ધારતી
છાયાની સમૃદ્ધિ સમી, અવિછિન્ન તમ પ્રસરાવતી
ને વિશ્વથી અભિવંદ્ય એવી રાત્રિ વધી વધુ જ્યાહરે
આકાશી કોઇ વસંત બીજી પ્રકટી લાગ્યું ત્યાહરે. ૪૫

---

આમાં કવિએ વિલક્ષણ તરંગ ઉડાવ્યો છે. સન્ધ્યા ને રાત્રી બન્નેના મધ્ય સમયમાં જ્યારે સૂર્ય અસ્ત થઈ ઉદધિમાં જતો હોય એવું ભાસે છે, ત્હેને તેમાંણે જુદા રૂપકથી વર્ણવ્યું. દિશાના ગજ મહા ઘોર જે સમુદ્ર તે પ્રદોષ સમયે સૂર્ય એવા માત્ર બ્હાના તરીકેના ખોટા નામે, પરન્તુ વાસ્તવિક તો સમયે આપેલ મધુથી પૂર્ણ કોળીઓજ ભોજન તરીકે ખાઇ ગયો એમ મ્હારૂં તો માનવું છે. સૂર્ય લાલાશ પડતા રંગનો હોયને મધુથી વિંટેલ કોળીઓ પણ તેવોજ જણાય છે. સહુ ભલે ગમે તેમ માને પરન્તુ કવિ પોતે કહે છે કે મ્હારૂં માનવું તો ઉપર કહ્યા પ્રમાણેજ છે. ૪૩

નિશા પ્રારંભે જ્યારે સૂર્ય ચંદ્રનો વિયોગ થયો ત્યારે તમે (અંધકારે) સર્વ નેત્ર દૂષિત કર્યાં (અને એ) વિયોગીના શોકરૂપ અગ્નિમાંના ધુમાડા સમ સર્વ દીશામાં ફેલાતો હોય, એવું નિહાળતાં ભાસ થયો.

રજનીના આરંભ સમયે જ્યારે સૂર્ય ને ચંદ્ર બન્નેનો જગત જનને વિયોગ થયો, ત્યારે અંધકારે આવી સર્વ નેત્રને પોતાના તમથી દૂષિત કર્યાં; અને એ વિયોગના દુઃખથી હ્રદયમાં અને તમના દોષથી દૂષિત થયેલ નેત્રમાં શોકરૂપ જે અગ્નિ પ્રકટેલો ત્હેના ધુમાડારૂપ બનતો અંધકાર સર્વ દીશામાં ફેલાયો.

તાત્પર્ય કે વિયોગીનાં હૃદય ખરા અંધકારથી જળ્યાં, ને સાત્વિક હૃદય તમના રાજ્યથી બળ્યાં ને એ શોકમય અગ્નિનો ધુમાડો તે સર્વ દીશામાં ફેલાયલો અંધકાર એવું રૂપક આપ્યું. ૪૪

તારારૂપી કુસુમો, અને શ્રી-શોભા-રૂપ પલ્લવ ધારતી, છાયાની-

દીંડી—શ્યામ અન્તરિક્ષે તારલા જણાય
મોતી સમૂહ સમા ભાવથી ગણાય;
વિશ્વપતિ કરશે વાસ અવની માંહ્ય,
તેથી રચ્યો સમયસેવકે વિતાન-૪૬

---

સમૃદ્ધિસમી, અવિચ્છિન્ન તમ પ્રસરાવતી ને વિશ્વથી અભિવંદિત એવી રાત્રી જ્યારે વધારે આગળ વધી ત્યારે કોઇ આકાશી બીજી વસંત-ઋતુ પ્રકટી હોય નહીં? તેવો ભાસ થયો.

વસંતમાં તરૂ પલ્લવ પુષ્પ આદિ શોભા વધે ને એ જગજનને અતિ આદરણીય થઈ પડે તેમ, બીજી વસંત રૂપ થતી રાત્રી તારા રૂપી પુષ્પો, શોભારૂપ નવીન પલ્લવોને ધારતી, વસંતની પેઠેજ પોતાના રાજ્યના અમલમાંથી એક છિદ્રને પણ ન ખસવા દે એવી અને સર્વત્ર, અંધકારને પ્રસરાવતી ને છાયાની સમૃદ્ધિરૂપ થતી જ્યારે આગળ વધી ત્યારે કવિની કલ્પનામાં તો તે આકાશમાં પ્રકટતી આશ્ચર્યભૂત વસંત જેવીજ લાગી.

ભાવાર્થ કે, સન્ધ્યામાંથી વધતી રાત્રીને વસંતનું રૂપ આપીને ત્હેણે આકાશની વિચિત્ર વસંત એવું નામ દઇ કાલ્પનિક શક્તિની પરાકાષ્ટાએ પહોંચ્યા. ૪૫

શ્યામ અન્તરિક્ષમાં જણાતા તારલા તે મોતીના સમૂહ સમાન હતા અને અવનીમાં વિશ્વપતિ વાસ કરવા ઉતરશે તેથી સમયરૂપી સેવકે (એ તારા પૂર્ણ નભરૂપી) ચંદરવો તૈયાર કર્યો હોય તેવું ભાસતું હતું.

કાળા નભમાં રૂપેરી દીપતા તારા કવિની દૃષ્ટિમાં મોતીના રૂપમાં આવ્યા, એ મોતી ભરેલ ગગનને ચંદરવાનુ રૂપક આપી હેને કાળરૂપી સેવકે સ્વામીના આગમન માટે તૈયારી કરવા લટકાવ્યો હોય એમ ધાર્યું; જે વિશ્વપતિ પણ યોગીને તો શું, કિન્તુ બ્રહ્માદિકને પણ ધ્યાનમાં ગમ્ય નથી થતા તે અવનીપર વાસ કરવા અવતરવાના હતા, ત્હેમને સારૂ થતી તૈયારીમાં આકાશરૂપ ચંદરવાથી વિશેષ તો શું કરી શકાય? ૪૬

હરિગીત—નથી નાદ મધુકરનો થતો, બની મૌન પૂરી તેથકી,
વનવાસી, સરની પદ્મિનિઓ ધ્યાનમાં લાગી નકી,
પાળી નિયમને; સ્વામી દૂર ગયા થકી સહુ એકઠી
ફરી પતિની પ્રાપ્તિ આશથી તપ કરતી ત્યાં બેઠી હતી.૪૭

ગરબી—ઉત્પલ કમલો મુકુલિત બનીયા જાણીને
ચક્રવાક તે પ્રતિ સ્નેહ ઉર આણીને
ભોગોને ત્યાગીને ખેદ ધરી ઉરે
જાગે ફરી ત્યાં લગી વિલાપ અતિ કરે. ૪૮

---

મધુકરનો નાદ નથી થતો, તેથી મૌન બનીને, વનવાસી સરની પદ્મિનિઓ નિયમ પાળીને ધ્યાનમાં લાગી ગઈ છે (અને) સ્વામી દૂર ગયા છે તેથી સહુ એકઠી ફરીને પતિની પ્રાપ્તિની ઈચ્છાથી તપ કરવા બેસી ગઈ છે.

સૂર્યના જવાથી, જળમાં રહેલાં કમળો ભૃંગના નાદના અભાવથી મૌન પ્રાપ્ત કરેલ બનીને ધ્યાનમાં મગ્ન થતાં હોય તેવાં લાગ્યાં, અને વળી ફરી પતિની પ્રાપ્તીની ઇચ્છાથી તપ કરવા મંડી ગયાં હોય તેવો ભાસ પણ થયો. ભાવાર્થ કે—સૂર્યાસ્ત પછી કમળ બીડાઈ જાય ને ભ્રમર ત્યાંથી ખસી જવાને લીધે એવો નાદ ન સંભળાય તેથી કમળ સ્ત્રીરૂપે તપ કરતાં હોય એમ મૌન બન્યાં હોય શું એવો ભાસ થતો હતો. ૪૭

સુંદર કમળોને બંધ થતાં જાણીને ચક્રવાક ત્હેમના પ્રતિ અત્યંત સ્નેહ હૃદયમાં લાવી, ભોગ સર્વ ત્યાગીને ઉરમાં ખેદ ધરી ફરી (પદ્મ) જાગે ત્યાં સુધી અતિ વિલાપ કરતાં બેઠાં.

ચક્રવાકને કમળોની પડતી દશા દેખી હૃદયમાં સ્નેહ ઉપજ્યો ને તે સ્નેહથી ઉદ્‌ભવેલ દુઃખથી તે સર્વ પોતાના બધા સ્ત્રીસંભોગાદિ ભોગો ત્યાગી એ કમળોનો પાછો વિકાસ થાય તે ઈચ્છા રાખી ત્યાં-સુધી વિલાપ કરતાંજ બેઠાં. જેમ કોઈ પોતાના સ્નેહીના દુઃખ ખાતર ત્હેનું દુઃખ હઠે નહિ ત્યાંસુધી અમુક જાતના સંભોગ ત્યજવા એવી બાધા લે છે તે પ્રમાણે ચક્રવાકે કર્યું.

રાત્રી સમયે ચક્રવાક પતિપત્ની એકઠાં થઇ શકે નહિ એવા

લાવણી—તમ રૂપ નીલ અંબરથી તન છુપાવી
કોઈ શ્યામા, સંધ્યા વિત્યાપછીથી આવી
તે પૂર્વ શૈલમાં સમય સાધીને ચાલી
સજ થઈ શશિની પાસ પતિની વ્હાલી. ૪૯

લાવણી—જે નિશાકર વડે ગર્ભ ધરીને દેહે
ઉદધિ શય્યામાં પડી રહી'તી નેહે,
તે જગત સમીક્ષ બની, દુર્બલતા ત્યાગી
પાંડુવર્ણી બની પૂર્વ દિશા (આ આવી)- ૫૦

---

તેઓ શ્રાપિત છે તેથી પ્રભાત સુધી તે સ્હામ સ્હામા રૂદન કર્યાં કરે છે ત્હેને કવિએ જુદુંજ રૂપક આપ્યું છે. ૪૮

અંધકારરૂપ શ્યામ સાડીથી શરીર છુપાવી કોઈ શ્યામા સન્ધ્યા વીત્યા પછીથી આવી અને પૂર્વ દીશામાં સમય સાધીને સજ્જ થઇને શશી પતીની પાસે ચાલી.

જેવી સન્ધ્યા વીતી કે તરત અંધકારરૂપ કાળા વસ્ત્રથી અંગ ઢાંકતી શ્યામા એટલે રાત્રીરૂપ સ્ત્રી પૂર્વ દિશામાં સંકેતનો સમય બરોબર સાધીને સજ્જ થઈને ચંદ્રરૂપ પતિની પાસે ચાલી.

તાત્પર્ય કે-સન્ધ્યા ગઇ; અને રાત્રી સમયસર આવી ચંદ્રને ઉદય થવા વખત થયો તેનું આ વર્ણન છે. રાત્રીને સ્ત્રીના રૂપમાં દિશાને સ્થાનના રૂપમાં અને ચંદ્રને પતિના રૂપમાં આપેલ છે. ૪૯

ચન્દ્રવડે ગર્ભ ધારણ કરેલ પૂર્વ દિશા જે અત્યાર લગી ઉદધિ શય્યામાં પડી રહી હતી તે દુર્બલતા ત્યાગી, જગતને જોવા લાયક બનતી પાંડુવર્ણી થઈ.

સૂર્યાસ્ત પછી અન્ધકારથી છવાએલ પૂર્વ દિશા જે સિન્ધુરાજને મળતી ત્હેમાં શયન કરતી હોય તેમ ડુબેલ હતી તે ચન્દ્રના ઉદયથી પોતાની દુર્બલતા—અન્ધકાર ત્યાગી પાંડુવર્ણી બનીને ઉભી થઈ.

ગર્ભવતીને દુર્બલતા હોય તે દર્શનયોગ્ય ન ગણાય, પરન્તુ એ જઈ શ્વેતતા ને સુંદરતા આવે તે જોવા યોગ્ય બને એ ભાવ છે.

પ્રાચીદીશાને ગર્ભવતી સ્ત્રીનું રૂપ આપી શ્લોકની રચના વળી વિલક્ષણ રીતિથી રચી છે; અને હજી એ કાલ્પનિક ચિત્રો ચાલુ છે. ૫૦

**ગરબી.**—તમના સંબંધેથી વિમુક્ત થયેલ જે
ગૌરપ્રભા, ગોત્રભેદી અતિ અભિનન્દ્ય જે
વિધુનો ઉદય થવાથી જે વધતી ખીલી
પૂર્વ દિશા તે દેવકીની સમ છે દીપી— ૫૧

**લાવણી.**—યદુવીર પત્નીને સંતતિ લાભ થવાનો
એવું જાણી સિન્ધુથી ઉઠીને મન માન્યો
યદુવંશમાન્ય શશિરાજ પુરોહિત જેવો
આવી પહોંચ્યો પૂર્વેથી હર્ષ ભરેલો— ૫૨

---

તમના સંબંધથી મુક્ત થયેલી ગૌર શોભાવાળી, ગોત્રભેદીથી અભિનન્ધ, અને વિધુ ઉદય થવાથી જે વધતી ખીલી હતી તે પૂર્વદિશા દેવકીના જેવી શોભી.

આ શ્લોકમાં શ્લેષ–દ્વિઅર્થભાવ–રહેલ છે. જેટલાં વિશેષણ પૂર્વદિશાને તેટલાંજ દેવકીને લાગુ પડે છે. પૂર્વદિશા પક્ષે તમના એટલે અંધકારના સંબંધથી જે મુક્ત થયેલી છે તે અને દેવકી પક્ષે તમોગુણના, પાપના શોકથી જે એવી બનેલી છે તે, ગૌરપ્રભા એટલે બન્ને પક્ષે શ્વેત શોભાવાળી, ઇન્દ્રથી અભિવન્ધ–ગોત્રભેદી અભિનન્ધ, વિધુના ઉદય થવાથી એટલે પૂર્વદિશા પક્ષે ચંદ્રના ઉદય થવાથી, અને દેવકી પક્ષે કૃષ્ણના આવિર્ભાવના આરંભનાં ચિન્હોથી રમણીય ખીલેલી એમ પૂર્વદિશા દેવકી સમાન ને દેવકી પૂર્વદિશા સમાન દીપી. ૫૧

યદુવીરની પત્નીને સંતતિનો લાભ થવાનો છે એવું જાણીને સિન્ધુથી મનમાન્યો ઉઠીને યદુવંશમાન્ય શશિરાજ પુરોહિત જેવો બનતો હર્ષથી ભર્યો આવી પહોંચ્યો.

યદુવંશ તે ચંદ્રવંશ, ને ત્હેની ઉત્પત્તિ ચંદ્રમાંથી મનાયેલ એટલે એ વંશનો મૂળ હોવાથી યદુવંશનો માન્ય, માનનીય, એવો શશિરાજ, યદુવીરપત્નીને, પોતાના કુળના વંશજની ભાર્યાને, સંતતિનો લાભ થવાનો છે એવું જાણીને જે સિન્ધુમાં પડ્યો હતો ત્યાંથી ઉઠીને એકદમ હર્ષ ભર્યો પુરોહિતરૂપ બનતો આવી પહોંચ્યો. કુલપૂજ્ય પુરોહિત પુત્રજન્મોત્સવે જાતકર્મ કરવાને ઉત્સાહપૂર્વક આવે એમ ચંદ્ર કૃષ્ણજન્મ થયા પહેલાં ઉદય થઈ આવ્યો. ૫૨

**લાવણી.**—જેમ મનોજ્ઞ, અમરેન્દ્રોથી માન્ય અગાડી
ક્ષીર મંથન વેળા લક્ષ્મીજીને કહાડી
તેમજ વિષ સમ તમ દૂર થયું સહુ ત્યારે
પૂર્વે, શશિ અમૃત પુંજ વમન કર્યું ભારે— ૫૩

**ગરબી.**—અન્ધકારના આક્રમણેથી ભૂમિમાં
સર્વસ્થળે તમ છાતાં ભાસતી ડુબતાં
ત્હેને પાછાં શશિરશ્મિએ ઝાલી ત્યાં
શૈલશૃંગોને ઉપાડી કહાડી આણીયાં— ૫૪

---

અગાઉ જેમ મનોજ્ઞ, અમરેન્દ્રોથી માન્ય, લક્ષ્મીજીને ક્ષીર મંથન વેળા કહાડેલ; તેમજ વિષસમું તમ દૂર થતાં પૂર્વે દિશાએ શશિરૂપ અમૃતપુંજને કહાડચો.

આમાં પણ કંઈ દ્વિઅર્થી ભાવ રહેલ છે. જેવી રીતે અગાઉ ક્ષીરમંથન કરતાં ક્ષીરસાગરમાંથી પ્રથમ વિષ નીકળી ગયા પછી લક્ષ્મીજી ઉપર પ્રકટી આવેલાં તેમજ પૂર્વદિશારૂપ શ્વેત સાગરમાંથી અન્ધકાર દૂર થતાં ચંદ્રરૂપ અમૃતનો પુંજજ નીકળી આવ્યો.

તાત્પર્ય કે—ક્ષીરસાગરમાંથી જેમ શોભા ને સુધાના સમૂહરૂપ લક્ષ્મીજી નીકળેલ તેમ પૂર્વદિશામાંથી શોભા ને અમૃતના પુંજરૂપ ચંદ્ર નીકળ્યો. ૫૩

પૂર્વે અન્ધકારના આક્રમણથી ભૂમિ શૈલ શૃંગોમાં અન્ધકાર છતાં ડુબી ગયા જેવાં લાગતાં હતાં ત્હેને શશિના રશ્મિઓએ ઝાલીને બહાર કાઢયાં.

ચંદ્ર ઉગ્યા પહેલાં ભૂમિના સર્વ સ્થાનમાં અન્ધકાર છવાયાથી પર્વતનાં શીખરો તેમાં ડુબી ગયા જેવી લાગતી હતી ત્હેને ચન્દ્રની રશ્મીઓએ પોતાના પ્રકાશરૂપ બળથી ઉંચકીને કહાડી હોય તેવું ભાસ્યું.

ભાવાર્થ કે—ચન્દ્રોદય પહેલાં જે અન્ધકાર પૃથ્વીપર વ્યાપેલો તે ચન્દ્રોદય થયા પછી ધીમે ધીમે બધું સ્પષ્ટ જણાવા લાગ્યું. ૫૪

**લાવણી.**—અવનિધરની દિશ-પ્રાચીદિશા-તે કાળે
ગૈરિકને પારદથી લેપિત બની જાણે
ઇન્દુનાં પ્રદીપ્ત કીરણો થકી પ્રકાશી
પંચાયુધના શરથી દીપી શું ભાસી— ૫૫

**ગરબી.**—વક્રદીર્ઘ-આકારવતી સમુન્નમતી
શશિની લેખા ઉદય દશ્ય તે ભાસતી
વિરહી ચિત્તો પ્રવીણતાથી વિદારવા
કામે પ્રેરિત જાણે કાંચન શંકુલા. ૫૬

**લાવણી.**—દુર્વાર બળી બે સંગી કાળ ને કામે
દિશનું તમ હરવાને સહસા તે ઠામે
વળી મનસ્વીનાં હૃદયોને હરવાને
શીત અર્ધ શશિરૂપ શસ્ત્ર યોજ્યું તે સ્થાને—૫૭

---

તે કાળે પૂર્વદિશા ગૈરિક અને પારદથી લેપિત થઈ ઇન્દુનાં પ્રકાશિત કિરણોથી દીપી તે જાણે પંચાયુધના શરથી દીપી હોય શું એવું ભાસ્યું.

ચંદ્રોદય સમયે પૂર્વદિશામાં પ્રકટેલ વર્ણ તે જાણે સુનારૂપાના લેપથી લેપેલો હોય તેવો લાગ્યો. અને ત્હેમાં પ્રકાશતાં ચન્દ્રનાં કિરણો કામદેવનાં પ્રદીપ્ત કામબાણ હોય શું ? એવા ભાસ્યાં. ૫૫

જરા દીર્ઘ આકારવાળી-સારી ઉંચી થયેલી જે શશિની લેખા ઉદય ( થઈ) દશ્ય બની તે વિરહી ચિત્તોને પ્રવીણતાથી વિદારવા માટે કામદેવે પ્રેરેલ કાન્ચનમય કાતર હોય તેવી ભાસતી.

અષ્ટમી એટલે જે ચન્દ્ર ઉદય થયો તે પૂર્ણ તો નજ હોય. એ ચન્દ્રની લેખા કાંઇક વધેલી હજી વધવાની બાકી એવી ઉપર દશ્ય થાય એટલી આવી તે કવિકલ્પનામાં કામદેવે પ્રેરેલ કોઇ કાતર તે પણ વિરહી જનોના ચિત્તને વિદારવામાં પ્રવીણ એવી આવી. ૫૬

દુર્વાર બળવાન એવા બે મિત્ર કાળ અને કામે તે સમયે સદ્ય, દિશાનું તમ હરવાને અને મનસ્વીનાં મન હરવાને સારૂ શીત અર્ધ ચંદ્રરૂપી શસ્ત્ર યોજ્યું.

ગરબી.—મદજળ સદશ કલંક બહુથી પૂરજે
દૂરથી સંકોચે કમળોનાં ઉરજે
તે–તમરૂપ શૈવલને કહાડી નાંખતો
અબ્ધિમાંથી ઉઠી–શશિ દિગ્ગજ સમ આવતો—૫૮

ગરબી.—મદોદયથી, તામ્રવર્ણ કપોલે દીપેજો
શશિથી પ્રકાશી ઈન્દ્રની દિશા એવી, એજો
ઉગી પોતે પ્રકાશે ત્રિલોકને જો
નાથ નાભી, કમળ ઉગ્યું શું? ભાસ દેજો— ૫૯

---

કાળ અને કામ બંને દુર્વાર બળવાન ગણાય. કોઈથી ત્હેમના પર સરળતાથી વિજય ન થઇ શકે. એવા બંને મિત્રોએ મળીને બે જુદાં જુદાં કામ સારૂ ભિન્ન સ્વાર્થ સારૂ એકજ ઉપાય યોજ્યો, એકજ શસ્ત્ર ચ્હડાવ્યું. કાળને દિશાનું તમ હરવાનો હેતુ હતો ને કામને (કામદેવને) મનસ્વીનાં મન હરવાનાં હતાં. "એક કાંકરે બે પક્ષી મારવાં" તે કહેવત પ્રમાણે બે જુદા જુદા હેતુ, બે જુદી વ્યક્તિના પૂર્ણ કરવા હતા; ને તેથી ચન્દ્રરૂપ શસ્ત્ર યોજ્યું. ૫૭

મદજળ સદશ કલકોથી પૂર, ને જે દૂરથી કમળોનાં ઉર સંકોચે છે તે શશિ, તમરૂપ શૈવલને કહાડી નાંખી સમુદ્રમાંથી ઉઠીને દિગ્ગજ સમાન આવતો ભાસ્યો.

ગજને મદ ઝરે તેવી જાતનાં કલંકોથી પૂર, અને જે કમળોને સંકોચી નાંખે છે, (સન્ધ્યા પડે ત્યાંથી કમળ બીડવા માંડે ને તેથી ઇન્દુ કમળને સંકોચનાર ગણાય) એવો ચન્દ્ર, અન્ધકારરૂપ શૈવલ-(ન્હાના છોડો) ને કહાડી નાંખી સમુદ્રમાંથી ઉઠીને આવતા દિગ્ગજ સમાન ભાસ્યો. દિગ્ગજને મદજળ હોય, ઇન્દુમાં કલંક હોય, ઇન્દુના આગમનથી કમળ સંકોચાય, દિગ્ગજ પોતાના અગ્રહસ્તથી કમળને સંકોચે, એટલો કંઇક દ્વિઅર્થી ભાવ અંદર રહેલ છે.

કપોલમાં મદોદય થવાથી તામ્રવર્ણું દીપે એવા શશિનો ઉદય થવાથી ઇન્દ્રની દિશા પ્રકાશી અને નાથનું નાભીકમળ ઉગ્યું હોય શું? એ રીતે પોતે ઉગીને ત્રિલોકને પ્રકાશિત કરતી હોય તેવો ભાસ આવ્યો.

ગજના કપોળ ઉપર જેવો તામ્રવર્ણું મદના ઉપજવાથી આવે

**લાવણી.**—અમ્બુરાશી સમ ઘોર તપની પાસે
શંખાકૃતિ સમ જે શશીનું બિમ્બ પ્રકાશે
તે–રાત્રે વિરહી દૃષ્ટી વિકારી થયાથી–
પીતવર્ણ પામ્યું–પિત્તોપરાગ મળ્યાથી. ૬૦

**ગરબી.**—કૃશોદરીનાં નયન કૃષ્ણરૂપ ચિન્હ છે
સુંદર જેનું દીપ્યમાન તે ઇન્દુ, એ
કસ્તુરિ કુંકું દીપ્ત,–રૂડી રાત્રી વિશે
ચિત્રિતાત્મા કરી કર્પૂરતિલક સમો દીસે. ૬૧

---

તેવો તામ્રવર્ણ ચન્દ્રના ઉદય થવાથી પૂર્વદિશા ઉપર આવ્યો અને ચન્દ્ર તે જાણે નારાયણનું નાભીકમળ હોય તેવો ભાસ થયો. કારણ કે નારાયણનું નાભીકમળ પણ બ્રહ્મા ઉત્પત્તિદ્વારા જગતપ્રકાશક થાય તેમજ આકાશમાં ચંદ્રરૂપ અંબુજ પ્રકટવાથી તેના દ્વારા વિશ્વને પ્રકાશિત કરી ત્હેને ઉત્પન્ન કરનાર સમાન પૂર્વદિશા પણ બને. ૫૯

અમ્બુરાશી જેવા ઘોર તમની પાસ જે શંખાકૃતિ જેવું ચન્દ્રનું બિમ્બ પ્રકાશતું હતું તે, રાત્રે વિરહી દષ્ટિ વિકારી થયેલી ત્હેના પિત્તોપરાગના સંપર્કથી પીત વર્ણને પામ્યું.

જળના મહાન્ સમૂહ જેવા ઘોર અન્ધકાર પાસે ચન્દ્ર ઉદય થયો હતો. રાત્રી પડે ત્યારે વિરહીનાં હૃદય દુઃખી થાય ને તેથી રૂદન આદિથી ત્હેમના મુખ ઉપર અને દૃષ્ટિમાં વિકાર ભરાય એ વિકારિત દષ્ટિ પિત્તોપરાગ ભરી એ ઉદય થયેલ ચન્દ્રને સ્પર્શે એટલે વિરહીનો રોગ ચન્દ્રને થઇ જાય ને તેથી એનો પીળો રંગ બની જાય. તાત્પર્ય કે ચન્દ્ર સહજ ફીક્કા વર્ણનો ત્હેને કવિએ વિરહીના દષ્ટિદોષથી ફીક્કો પડેલો કથ્યો. ૬૦

કૃશોદરીનાં લોચન જેવું કૃષ્ણ એ જેનું સુન્દર ચિન્હ છે તે દીપ્યમાન ઇન્દુ, કસ્તુરી કુંકુમથી ચિત્રિત થયેલ, આકૃતિવાન રાત્રીમાંહિ કપુરના તિલક સમાન દીસતો હતો.

કૃશોદરીના નયન જેવી શ્યામતાવાળું જેનું ચિન્હ છે, એવો ઇન્દુ,

**લાવણી.**—અંતઃકરણોને પ્રસાદ જે દેનારો,
નિજ પ્રકાશથી પ્રત્યક્ષ્ય વિશ્વ કરનારો,
તમ રાગ બેઉને છેક દૂર કરનારે
સમ્મોદન સત્વરૂપે-શશિ ખીલ્યો ભારે. ૬૨

**દીંડી.**—વારિનિધિ માંહિ સ્વર કરાવનાર
ચંદ્ર કુંદ રૂચીને જ ધારનાર
ઉદય થતા કૃષ્ણ-આજ્ઞા પ્રમાણે
પ્રથમ પ્રકટ્યો શશિ પાંચજન્ય જાણે. ૬૩

---

શ્યામતા છવાયેલ રાત્રીમાં કપુરના તિલક સમાન દીપ્યો, અન્ધકારને લીધે રાત્રીમાં કાળાશ; ને એ કાળાશમાં ઉદય થયેલો ચન્દ્ર તે જાણે કસ્તુરી કુંકુમથી વિચિત્ર બનેલું કપુરનું તિલક હોય શું એવો ભાસ થયો. ૬૧

અંતઃકરણોને પ્રસાદ દેનારો, નિજપ્રકાશથી વિશ્વને પ્રકાશ કરનારો, તમ અને રાગ બન્નેને દૂર કરનાર શશિ આનંદદાયક (શુદ્ધ) સત્વની પેઠે ખીલ્યો.

ચન્દ્રના દર્શનથી અંતઃકરણમાં આનંદ ઉભરાય છે, તે પોતાના પ્રકાશથી વિશ્વને અંધકારમાંથી પ્રકાશિત કરે છે, અને ઉરના રાગ દૂર કરે છે તેથી એ શુદ્ધ સત્વ સમાન બનતો શશિ ભારે ખીલ્યો. જેટલાં વિશેષણ ચન્દ્રનાં તે સર્વે શુદ્ધ સત્વને પણ લાગુ પડે છે. શુદ્ધ સત્વ ઉરને પ્રફુલ્લ બનાવે છે, જગતનું યથાવસ્થિત સ્વરૂપ બતાવનાર પ્રકાશક થાય છે, અને તમોગુણ તથા રજોગુણ બંનેનો દૂર કરનાર થાય છે, તેથી ચન્દ્રને શુદ્ધ સત્વની ઉપમા આપી.

વારિનિધિમાં સ્વર કરાવનાર, કુંદ રૂચી ધારનાર ચન્દ્ર ઉદય થતા શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે, જાણે પાંચજન્ય હોય શું તેમ પ્રથમ પ્રકટ્યો.

ચન્દ્રોદય થાય ત્યારથી સમુદ્રમાં જળ વિશેષ ઉછાળા મારે તેથી વારિનિધિમાં સ્વર કરાવનાર, મોગરાનાં શ્વેત પુષ્પ જેવી જેની કાન્તિ છે એવો એટલે કુન્દરૂચિ ધારનાર, તે ચન્દ્ર ભગવાન પ્રકટે તે પહેલાં ત્હેમની આજ્ઞાનુસાર જાણે પાંચજન્ય પ્રકટ્યો હોય શું એવો પ્રકટ્યો. પાંચજન્ય પણ સ્વર કરાવનાર, મોગરાના પુષ્પ જેવો શ્વેત ને ભગવાનની આજ્ઞા માનનારો એટલે એની ઉપમા આપી. ૬૩

લાવણી.—મૃગ થકી મૃગાજીનની શ્રી સમગ્ર આવી
નિજ પાદ સકળ ગગને દીધો ફેલાવી
મુરના અરિ વામનની મૂર્તિ શું જાણે
બીજી પ્રકટી, તેવો શશિ દીપ્યો તે સ્થાને. ૬૪

લાવણી.—શેવાળ-શંખઆશ્રિત-ની શોભા જેવી
ચારૂદ્યુત ચન્દ્રની કલંક કાન્તિ તેવી
એ ઉદિત થયો છે મહાન ઉર્મિ યોગે
તેથી ઉદધિ મૂળ પંક રહ્યાથી તે શોભે— ૬૫

---

મૃગને લીધે મૃગાજીનની શ્રી જેનામાં બધી આવી છે, જેણે પોતાનો પાદ સકળ ગગનમાં ફેલાવી દીધો એવો શશિ મુરના શત્રુ વામનની મૂર્તિ જાણે બીજી પ્રકટી હોય તે એ સ્થાને દીપ્યો.

ચન્દ્રમાં જે કલંક છે ત્હેની આકૃતિ મૃગ જેવી છે, એને વડે મૃગાજીન એટલે બ્રહ્મચર્ય પાળતાં જે મૃગનું ચર્મ શરીર ઉપર ધારવું પડે છે તે ધારેલ વામનજીની સકળ શોભા ચન્દ્રમાં આવી, અને જેમ વામનજીએ પોતાનો પાદ ત્રિલોકે ફેલાવેલ તેમ શશિએ નિજ કિરણો બધે ફેલાવી દીધાં તેથી જાણે એ વખતે મુરના શત્રુ શ્રીહરિ વામનરૂપે પ્રકટેલ ત્હેની બીજી પ્રતિમા પ્રકટી હોય શું તેવો ભાસ થયો. ૬૪

શંખને વળગેલ શેવાળની શોભા જેવી ચારૂદ્યુત ચંદ્રના કલંકની કાન્તિ લાગતી, ને જાણે મહાન તરંગોના યોગથી એ ઉપર આવેલો, તેથી (તે કલંક) ઉદધિનો જે મૂળ પંક રહ્યો હોય તેનાથી વધારે શોભતું હતું.

શંખ સાગરમાંથી નીકળે, એ તરંગના યોગથી ઉદધિ ઉપર તણાઈ આવે તથા છેક નીચેથી આવ્યો હોય એટલે જરા કાદવ ત્હેના ઉપર ચ્હોટી રહ્યો હોય ને તે જેવો દીપે તેવું ચન્દ્રનું કલંક દીપ્યું. કારણ કે ચન્દ્ર પણ સમુદ્રમાંથીજ ઉદય થતો હોય તેમ ભાસે છે. શંખની ઉપમા શશિને અને શેવાળ (કાદવ)ની ઉપમા ચન્દ્રમાં રહેલા કલંકને આપેલ છે. ૬૫

**ગરબી.**—ઉગીને ઉંચા ઉદય ગિરિના શૃંગથી,
અગ્ર કરેથી તમ–ગજ–હણતો એ શશિ
ગજ મદ લેપથી ચિન્હિત બનતો આવતો
શુભ્ર મયુખ એ સિંહ હોય શું લાગતો— ૬૬

**લાવણી.**—રાત્રી લક્ષ્મીતણું કમળ ખીલ્યું શું જાણે
નિર્વેશ સિન્ધુના ફીણ ચક્રપ્રમાણે
તારામણી મધ્યે સુતિ શુક્તિને રૂપે
સહુ વિલાસીઓ એવો એ શશિને જુવે— ૬૭

---

ઉંચા ઉદય ગિરિના શૃંગથી ઉગીને, અગ્રકરથી તમ ગજ હણતો ને ગજના મદલેપથી ચિન્હિત બનતો આવતો તે શુભ્રમયુખ શશિ જાણે સિંહ હોય તેવો ભાસ થતો.

પૂર્વદિશારૂપ ગિરિ ત્હેના શિખર ઉપરથી ઉગતો, પોતાનાં અગ્રકરરૂપ આગલાં કિરણોથી તમરૂપી ગજને હણતો ને ગજને હણતાં ત્હેના મદના લેપનાં ચિન્હથી જરા રંગતો આવતો શ્વેત રશ્મિવાન શશિ સિંહ સમાન લાગ્યો. સિંહનું સ્થાન ગિરિ, તે ગજને હણે ત્યારે આગલા કરથી હણે ને તે પણ શુભ્ર મયુખજ હોય. ચન્દ્રનું કલંક તે તમગજના મદ લેપનું ચિન્હ તેમ ઉપમા આપેલી છે. ૬૬

રાત્રી લક્ષ્મીનું જાણે કમળ ખીલ્યું હોય, જાણે નિર્વેશ સિન્ધુના ફીણનું ચક્ર બન્યું હોય, જાણે તારામણી મધ્યમાં ઉત્પન્ન થયેલ મોતી હોય તે પ્રમાણે સર્વ વિલાસીઓ શશિને જોતા.

આ શ્લોકમાં જુદા જુદા અલંકારથી શશિને શોભાવ્યો છે. (૧) રાત્રીરૂપી લક્ષ્મી ત્હેનું ઇન્દુરૂપી કમળ ખીલ્યું હોય તેવો, (૨) નિર્વેશ (સુખભોગવતા) એવા ઉદધિનાં ફીણનું ચક્ર બન્યું હોય તેવો, અને તારારૂપી મણીની મધ્યમાં તાજું મોતી ઉદ્ભવ્યું હોય તેવો, એમ જુદી જુદી ઉપમા યોગ્ય એ વિલાસીઓને લાગ્યો,—ત્હેમની દષ્ટિમાં તેવો આવ્યો. ૬૭

ગરબી.—મહાન તારા ગણનો બુદ્બુદ ઓઘ જે
જેણે મેળવી સુધા પ્રસૂતિ શશિવડે
વિશ્વરમણીયા લક્ષ્મી પ્રાપ્તિ સમો રૂડો
તે આલોકજ દુગ્ધોદધિ સમ છે દીપ્યો. ૬૮

લાવણી.—આ વિશ્વ યથાવત્ પ્રકાશિત કરનારો
ચન્દ્રોદય મૃદુ તારામાં શ્રી ભરનારો
તે મધ્ય રાત્રીએ જગને દૈવ કૃપાથી
અંધને નેત્ર સમ પ્રાપ્ત થયો શોભાથી— ૬૯

---

મહાન તારાગણનો બુદ્બુદ્ ઓઘ જેનો છે તે, જેણે ચન્દ્રથી સુધા-પ્રસૂતિ મેળવી છે, અને જે વિશ્વરમણીય શોભા સદૃશ છે તે ચન્દ્રપ્રકાશ દુગ્ધોદધિના જેવો દીપ્યો.

ક્ષીરસાગર શ્વેત કહેવાય છે, તેમજ ચન્દ્રપ્રકાશ પણ શ્વેતજ હોય, એ અપાર તારાના ઓઘથી ભરાયેલો પ્રકાશ ચન્દ્રવડે સુધા મેળવતો, અખિલ વિશ્વને દર્શનીય મનહર લક્ષ્મીજીની શોભા સમાન શોભા પ્રાપ્ત કરતો, ક્ષીરસાગરની સદૃશજ દીપી રહ્યો. ૬૮

આ વિશ્વને યથાવત્ પ્રકાશિત કરનાર, અને મૃદુ તારાને વધુ સતેજ કરનાર ચન્દ્રોદય મધ્યરાત્રીએ જગતને દૈવ કૃપાથી અંધને નેત્ર સમ પ્રાપ્ત થયો.

રાત્રીના પ્રારંભથી જે જગત્ અંધકારમાં ડુબી દેખી નહોતું શકાતું તે વિશ્વને પોતાના પ્રકાશથી અંધને નેત્ર આવ્યા પછી જણાય તેમ બરોબર સ્પષ્ટ પ્રકાશિત કરનાર શશી, ઈશ્વર કૃપાથી મધ્યરાત્રીએ ઉદય થયો. તેમજ જે તારા ચન્દ્રોદય પહેલાં જરા મંદ લાગતા હતા ત્હેને તે પોતાના ઉદયથી સતેજ કરનાર,—ત્હેમનામાં તેજ ભરનાર હોય એવો લાગ્યો. ૬૯

ગરબી.—પરિશુદ્ધ બનેલ વિષ્ણુ પાદથી જે પડે
વિશ્વ તરફ વળી, સાગરમાં વૃદ્ધિ કરે,
તમમયી સૂર્ય સૂતાને ગળી જે જતી
શોણુવળી તજતી જ્યોત્સ્ના નદી ભાસતી— ૭૦

ગરબી.—પ્રિયા મુખેથી જળરૂપ મધુ નવીનજે
અમ્બુરાશી બન્યો પ્રીત તેથી અને
ચન્દ્ર દ્યુતિરૂપ નર્તકીઓની સંગતે
તરંગિત તાણ્ડવ ચારૂ કરતો દીસે–૭૧

---

પરિશુદ્ધ બનેલ વિષ્ણુ પાદથી પડતી વિશ્વ તરફ વળતી સાગરમાં વૃદ્ધિ કરતી તમમયી સૂર્ય સૂતાને ગળી જતી, શોણુને પણ તજતી, જ્યોત્સ્ના નદીસમાન ભાસતી હતી.

આ શ્લોક દ્વિઅર્થી છે. ગંગા અને જ્યોત્સ્ના બંનેને લાગુ પડે છે તેમ છે. ગંગાજી વિશુદ્ધ વિષ્ણુપદમાંથી નીકળી, વિશ્વની તરફ વળી સાગરમાંહિ વૃદ્ધિ કરતાં, કાળાં યમુનાજીને ગળી જતાં ને શોણુ નદીને તજતાં વિશાળ સરિતા છે તેવીજ જ્યોત્સ્નારૂપ સરિતા પણ છે. કારણુ કે તે પણ વિશુદ્ધ બનેલ, વિષ્ણુપાદ એટલે આકાશમાંથી પ્રકટેલ, વિશ્વ તરફ વળેલ એટલે સર્વને દૃશ્ય થાય તેમ સર્વને અભિમુખ થતી તમમય અન્ધકારને ગળી જનારી, ને શોણુ એટલે લાલાશ પડતો રંગ જે ઉદય સમયે હોય ત્હેને પણ ત્યજનારી સરિતા સમાન છે ૭૦

પ્રિયાના મુખથી જળરૂપ નવીન મધુ પીને અમ્બુરાશી જાણે પ્રસન્ન બની ચન્દ્રની દ્યુતિરૂપ નર્તકીઓ સાથે તરંગપુર ચારૂ તાણ્ડવ કરતો હોયતેવું લાગતું હતું. સમુદ્ર, નદીઓના મ્હોંમાંથી વર્ષારૂતુ તરત ગયેલી તેથી નવીન જળરૂપ મધુ પીને ત્હેનાથી પ્રસન્ન બની અને ચન્દ્રની રશ્મિઓરૂપ નર્તકીઓની સાથે તે તરંગથી સુંદર નૃત્ય કરવા લાગ્યો એવો ભાસ થયો.

ચન્દ્રનાં કિરણો સમુદ્રના મોજા ઉપર પડે અને ત્હેના ઉછાળા આવે ત્હેનું કવિએ આ વિલક્ષણ રૂપક આપ્યું છે.–૭૧

**લાવણી.**—સત્વો ગુણ તમથી મિશ્રિત સહજ થયેલો,
શૈવાલ લીલી લાગી તેથી દીપેલો,
નભ ગંગાનો એ અર્ધો કાંઠો હોએ,
ચિત્રિત કલંકથી ઈન્દુ ખંડ દીપે છે.–૭૨

**દીંડી.**—પ્રાપ્ત સ્વમધ્યે થયેલ શુદ્ધ ધામી
તેથી શ્યામા સહ દેવકી શુભ નામી
ત્રણે લોક તણાં તમ હરવા કાજે
સ્હામસ્હામાં સંવાદ કરે જાણે.–૭૩

**ગરબી.**—શાખાઓના રન્ધ્ર મધ્યથી પેશીને
ચન્દ્રની ચાંદની ચાર વેશ ધારી અને
શેષ રહેલા તમને હરવા કાજ ને
કુબજો કરવા સ્થાન શોધતી એ દીસે–૭૪

---

સ્હેજ તમથી મિશ્રિત થયેલ સત્વગુણ જેવો, જરાક શૈવાલ લાગેલી હોય તેવો, ને નભ ગંગાના અર્ધા કાંઠા જેવો, કલંકથી ચિત્રિત થયેલ ઇન્દુનો ખંડ દીપતો હતો.

ચન્દ્રમાં કલંક રહેલું ત્હેનો દેખાવ જુદી જુદી ઉપમાથી વર્ણવ્યો છે. પ્રથમતો તમથી મિશ્રિત સત્વગુણ જેવો વર્ણવ્યો, પછી થોડો ભીનો કાદવ લાગી ગયેલો હોય તેવો વર્ણવ્યો. ને એનું કલંક નભ ગંગાના અર્ધા કાંઠારૂપ થતું હોય તેવું વર્ણવ્યું. ૭૨

પોતાના મધ્યમાં શુદ્ધ ધામી પ્રાપ્ત થયેલ તેથી ત્રણે લોકનાં તમ હરવા કાજે શ્યામા સાથે દેવકીજી જાણે સંવાદ કરતાં હોય તેવો ભાસ થતો હતો. આ શ્લોકમાં દ્વિઅર્થી ભાવ થોડો રહેલો છે

શ્યામા એટલે રાત્રી, ત્હેના મધ્યે એટલે મધ્ય રાત્રીએ પ્રાપ્ત થયેલ શુદ્ધ ધામી એટલે પ્રકટ થયેલો ચન્દ્રમા ત્હેનાવડે ત્રણે લોકનાં તમ હરવાના કામમાં તે જાણે દેવકીજી સાથે સંવાદ કરતો હોય તેવું લાગતું હતું કારણકે દેવકીના પણ ગર્ભમાં શુદ્ધધામી શ્રીકૃષ્ણ પ્રાપ્ત થયેલ હતા ને તેઓ પણ ત્રણે જગતનું તમ હરવાને શક્તિવાન ગણાય.–૭૩

શાખાઓના મધ્યમાં રહેલાં કાંણામાંથી પ્રવેશીને ચન્દ્રની ચાંદની ચારનો વેશધારીને બાકી રહેલા તમને હરવા માટે સ્થાન શોધતી હોય એમ લાગતી હતી.

**લાવણી.**—તમરૂપી સમસ્ત પંક દીધો છે ટાળી
પર્યાપ્ત તારલા ફેન સંગ સંભાળી
પંચાયુધના યશ પ્રવાહ જેવાં જે દે
શશિ કિરણો તે સર્વેથી નભે દીપે છે—૭૫

**લાવણી.**—દિશરૂપ સરિતાને પ્રસાદિત કરનારી
ને હંસ ગમનરૂપ કાન્તિ પ્રસારનારી
અંધારરૂપ ઘનની પ્રવૃત્તિ નીવારી
એ શરત્વિષા રૂપ ચન્દ્રિકાથી પ્રકાશી—૭૬

---

ચન્દ્રની ચાંદનીને ચાર એટલે (જાસુસ)ની ઉપમા આપી છે. અને તે જાણે બાકી રહેલા અન્ધકારને હણવાને છાની છાની સ્થાન શોધતી હોય તેમ વૃક્ષના છિદ્રોમાંથી પેસતી લાગતી હતી.–૭૪

તમરૂપી સમસ્ત પંક કહાડી નાખનાર, પરિપૂર્ણ તારાગણરૂપી ફીણને સંભાળીને સંગે રમનાર ને પંચાયુધના યશ પ્રવાહ જેવાં જે શશિ કિરણો, તે સર્વેથી નભ દીપે છે.

ચન્દ્રનાં કિરણો ફેલાયાં તેથી અન્ધકાર ટળી ગયો ને તેજસ્વી તારાઓ ત્હેના સંગી બન્યા. ત્હેમને (કિરણોને) કામદેવના યશપ્રવાહની વિશેષણ ઉપમા આપીછે.–૭૫

દિશારૂપી સરિતાને પ્રસાદિત કરનારી ને હંસગમનરૂપી કાન્તિ પ્રસારનારી અંધારરૂપ ઘનની પ્રવૃત્તિ નિવારનારી શરત્વિષારૂપ ચાંદનીથી (રાત્રી) પ્રકાશી.

ચંદ્રિકાને શરદ્ ઋતુની ઉપમા આપેલી છે. શરદ્ ઋતુમાં સરિતાઓ પ્રસાદિત થાય ને તે હંસના ગમનથી કાન્તિ પ્રસારનારી થાય. તેમજ વર્ષાઋતુના મેઘની પ્રવૃત્તિને પણ નિવારનાર થાય, ને ચંદ્રિકા પણ દિશાઓને પોતાના તેજથી પ્રસાદિત કરે ને અંધારારૂપ મેઘ ત્હેની નિવૃત્તિ કરે. બન્નેનાં લક્ષણ એક જાતનાં છે, એવી ચંદ્રિકાથી રાત્રી પ્રકાશી રહી.–૭૬

**ગરબી.**—કળાવન્તએ કામવિહારી નાટકે
કરવા સમયોચિત હાસ્યરસ ધારીને
અસત્ય પળીયાં ધારણ કરવાં ચાહીને
સર્વે કિરણો દિશમાંહી ફેલાવી દે–૭૭

**ગરબી.**—કદંબની માળથી લાસ્ય શીખેલ જે
આનંદોદય પ્રજાતણો કરનાર છે
પ્રિયોદયે કાન્તિમય બની તે રાત્રિનો
સંતોષી નિશ્વાસ સમો વાયુ બન્યો–૭૮

હંસ સંગતને બહુધા દઇ તજીજો
ચારૂ સ્મિત કરતી ભ્રમર નાદને ભજીજો
કુમુદવતી હસી રહી છે, નવ રાખીએજો,
સુતાં કમળ સહુ ઉપભોગ્ય સમય ભાળીજો–૭૯

---

કામવિહારી નાટકમાં કળાવન્ત (ચન્દ્રે) સમયોચિત હાસ્ય કરવાનું ધારીને અસત્ય પળીયાં ધારણ કરવા ચાહીને સર્વે કિરણો દિશામાંહી ફેલાવી દીધાં.

કામવિહારી નાટકમાં એટલે રાત્રીમાં ચન્દ્રમાએ ખોટાં પળીયાં ધારણ કરવા સમયોચિત હાસ્યરસ કરવાનું ઇચ્છી પોતાનાં સર્વે કિરણો દિશામાંહી ફેલાવી દીધાં, ચન્દ્રમાનાં કિરણોને પળીયાંની ઉપમા આપેલ છે.–૭૭

કદંબની માળાથી જે લાસ્ય શીખેલ છે, જે પ્રજાના આનંદનો ઉદય કરનાર છે તે વાયુ પ્રિયના ઉદયથી કાન્તિમય બનેલ રાત્રીનો સન્તોષી નિશ્વાસ સમો બન્યો.

વાયુ કદંબનાં વૃક્ષોને હલાવી ત્હેનામાંથી સુરભી લઇ પ્રજાના આનંદનો ઉદય કરનાર બન્યો; ને તે જાણે ચદ્ર ઉદયથી કાન્તિમય બનેલ રાત્રીના સન્તોષના નિશ્વાસ સમો બન્યો ૭૮

હંસની સંગતિને ઘણે ભાગે તજી દઇને અને ભ્રમરનાદને પ્રાપ્ત કરીને ચારૂ સ્મિત કરતી કુમુદવતી ખરા ઉપભોગને સમયે કમળને સુતેલાં જોઇને હાસ્ય કરી રહીછે.

**લાવણી.**—છે કલંક લક્ષણ એક જણાતું એવું
કસ્તુરીથી ચિત્રિત પત્રિકા જેવું;
તે સુધાંશુબિમ્બના વ્યાજ થકી આકાળે
મુગ્ધા રજનીના મુખકમળે દીપ્યું જાણે!—૮૦

**ગરબી;**—મારૂતથી કમ્પિત તરૂવરની નીચે
આકૃતિ છાયાની ત્યારે આવી દીસે;
જાણે શશિરૂપ સિંહથી કપાઇને પડ્યા
તમરૂપ ગજના ગાત્ર ખંડ એ તો બધા—૮૧

---

રાત્રી સમયે કમળ બીડાઇ જાય ને કુમુદ ખીલે ને ઘણે ભાગે હંસ નદી કિનારેથી જતાં રહે પરન્તુ ભ્રમરનો નાદ કુમુદની આજુ-બાજુ પણ સંભળાયા કરે; તેવી રીતની સ્થિતિને કવિએ ઉપર વર્ણ-વેલ ઉપમા આપી છે. વળી માંહી એક બીજો પણ ગૂઢાર્થ સમાયેલો છે. કુમુદવતીને વેશ્યાનું રૂપ આપી હંસ એટલે પરમ હંસ (યોગીલોકો) ત્હેમનો સંગ તજનારી ગણીને ઉપભોગને યોગ્ય રાત્રીનો સમય તેવે વખતે સામાન્ય વનિતા, રસથી અજ્ઞાન, જનને સુતેલાં જોઇ હાસ્ય કરતી વર્ણવી છે. ૭૯

મુગ્ધા રજનીના મુખકમળ ઉપર જાણે ચન્દ્રબિમ્બના નિમિ-ત્તથી કલંકલક્ષણરૂપ કસ્તુરીથી ચિત્રિત પત્રિકા હોય શું એવો ભાસ થતો હતો.

કલંકલક્ષણવાળો ચન્દ્ર તે રાત્રીરૂપી મુગ્ધાના મુખકમળની ચન્દ્રિકા (ચાંલ્લો) એમ ઉપમા આપેલ છે. આઠમને દિવસે જેવડો ચન્દ્ર ઉદિત થયેલ અને ત્હેની વચમાં થોડું કલંક જણાય તે કસ્તુરીથી રંગિત ચંદ્રિકા જેવું એનું વર્ણન કર્યું, રાત્રીને સ્ત્રીની ઉપમા આપી અને આકાશને મુખકમળની ઉપમા આપેલી છે. ૮૦

તે વખતે વાયુથી કમ્પિત તરૂવરની નીચે છાયાની આકૃતિ જાણે શશિરૂપ સિંહથી કપાયલા તમરૂપ ગજના શરીરના ખંડ હોય તેવી લાગતી હતી.

વાયુ આવે અને વૃક્ષોના હીલવાથી ત્હેમનાં પ્રતિબિમ્બ પણ હાલે તે પ્રતિબિમ્બ જાણે ચન્દ્રરૂપી સિંહથી હણાયેલ અંધકારરૂપી હાથીના શરીરના કકડા તરફડતા હોય તેવો ભાસ થતો હતો. ૮૧

**લાવણી.**—તમરૂપ તરંગને હરાવતી મહાભારે
ચન્દ્રિકાનો સંગમ થાતો તો જ્યારે,
નવઉત્પલશ્રી શ્યામા બનતી હતી ત્યારે
યમુના રૂપ ગંગા સહ મળતી તે ભાસે-૮૨

**ગરબી.**—કુમુદિનીએ ભૃંગતણા અપદેશથી
વિષ પીધું છે જાણે પ્રિય વિયોગથી;
સુધાંશુ તેથી કરના અમૃતને વડે
તે સીંચીને સજીવન ત્હેને તો કરે-૮૩

---

તમરૂપી તરંગોને હરાવતી મહાભારે ચન્દ્રિકાનો જ્યારે નવી શોભા પ્રાપ્ત કરેલ શ્યામાસંગે સંગમ થતો ત્યારે યમુનારૂપ (શ્યામા) ગંગાને મળતી હોય તેવો ભાસ થયો.

તમના મહા પ્રચંડી તરંગોને હઠાવનારી શ્વેત ચન્દ્રિકા ત્હેનો, જ્યારે નવી શોભા પ્રાપ્ત કરીને ઉદ્ભવેલ રાત્રી સંગે મેળાપ થયો ત્યારે તે ગંગાજીનો યમુનાજીની સાથેના સંગમ જેવો દેખાવ થયો. રાત્રી શ્યામ ને યમુનાજી પણ શ્યામ ને ગંગાજી શ્વેત તેવી ચન્દ્રિકા પણ શ્વેતજ. વળી યમુના તીરે શ્રીકૃષ્ણાવતાર થવાનો તેથી ત્હેણે તો નવીન શોભા પ્રાપ્ત કરી હોય તેજ ઉચિત ગણાયને? ૮૨

કુમુદિનીએ સંગના નિમિત્તથી જાણે પ્રિયના વિરહને લીધે વિષ પીધું હતું તેથી સુધાંશુએ પોતાના કરનું અમૃત ત્હેમાં સિંચી ત્હેને સજીવન કરવા માંડી.

રાત્રીને સમયે શ્યામ ભ્રમર કુમુદિનીમાં રહેલા હતા ત્હેના બ્હાનાથી જાણે કુમુદિનીએ ચન્દ્રના વિયોગથી ઝેર પીધું હોય શું એવું ભાસતું હતું; તે વિષ, ચન્દ્રે ઉદય થઈ પોતાના કરરૂપી કિરણોમાં રહેલ અમૃત ત્યાં નાંખી એટલે કિરણો ત્યાંલગી પહોંચાડી કહાડી નાંખવા પ્રયાસ કરવા માંડયો. કુમુદિનીને ચન્દ્રની પ્રિયતમાની ઉપમા આપેલી છે. ૮૩

લાવણી.—આકાશ સમાન સરોવરની વચમાંહે
ભૃંગોરૂપકલંક પત્રકળા સંગાથે
નિજ નાથની સદૃશ ધર્મો ધરાવનારી
મૃદુ કુમુદિની તો પ્રકાશી રહી છે ભારે–૮૪

ગરબી.—સરિતા મુખથી જળરૂપ મધુ બહુ પી અને
પ્રસન્ન બનતો અમ્બુરાશી આ સમે;
ચન્દ્રપ્રતિબિમ્બોના કર ગ્રહી અને
અપૂર્વ રાસલીલા કરતો દૃષ્ટિ પડે–૮૫

---

આકાશ સમાન સરોવરની વચમાં, ભૃંગોરૂપ કલંકવાળી પત્રરૂપ કળા ધરનારી પોતાના નાથના જેવા ધર્મો ધરાવનારી કુમુદિની પ્રકાશી રહી.

ચન્દ્રની પ્રિયા કુમુદિની તેથી ત્હેણે સ્વપતિના જેવાજ ધર્મ ધાર્યા. ચન્દ્ર આકાશમાં ઉદય થાય, ત્યારે પોતે આકાશ સમાન સરોવરની વચમાં વિકસી ચન્દ્રની મધ્યે શ્યામ કલંક હોય છે તેમ ત્હેની વચમાં કાળા ભૃંગ દીપ્યા ને ચન્દ્રને જેમ વિવિધ કળા તેરૂપ કુમુદિનીની પાંખડીઓ બની એટલે એ પતિનાજેવીજ બની, પ્રકાશી રહી. ૮૪

સરિતાના મુખથી જળરૂપ મધુ બહુ પી અને પ્રસન્ન બનતો અમ્બુરાશી આ સમયે ચન્દ્રપ્રતિબિમ્બોના કર ગ્રહીને અપૂર્વ રાસલીલા કરતો દૃષ્ટિ પડતો હતો.

આવાજ ભાવાર્થનો એક શ્લોક આ સર્ગમાં પ્રથમ આવી ગયો. એ શ્લોકમાંહિ ચન્દ્રકિરણના હસ્ત ગ્રહીને આશ્ચર્યભૂત રાસલીલા કરતો એટલી બાબત નવીન છે. રાત્રીના ચન્દ્રના તેજ વચ્ચે તરંગોથી ઉચું નીચું થતું પાણી જાણે કિરણો સંગાથે કોઇક નવીન આશ્ચર્યવાળી રાસલીલા કરતું હોય તેવો ભાસ થતો હોય તેમ કવિ કવેછે. ૮૫

**લાવણી.**—બે પ્રસાદનાં પાત્રોરૂપ દૃશ્ય થયાં છે,
બે વિશેષતા એ જુદી ધરી રહ્યાં છે;
નભ સ્થળમાં શીતરૂચિ ને સંગે તારા
સરજળમાં પ્રતિમા સુંદર ત્હેની દ્વારા-૮૬

**ગરબી.**—જેમ તૃષા રહિત તત્ત્વવિદનું ચિત્તડું જો
રાત્રીમાંહિ થતું મુક્ત અવિદ્યા થકું જો,
તેમ અંધકાર થકી મુક્ત નભ થયું જો
ચન્દ્રકિરણ વડે શુદ્ધ પૂર્ણ થઈ ગયું જો-૮૭

---

બે પ્રસાદનાં જુદાં જુદાં પાત્રો બે જુદી જુદી વિશેષતા ધરાવી રહ્યાં છે તે (૧) નભસ્થળમાં તારા સંગાથે શીતળ ચન્દ્રિકા ને (૨) સરોવર જળમાં-ત્હેનીજ સુંદર પ્રતિમા.

સ્વચ્છ વિમળતા ધરાવનાર બે પાત્રો જુદી જુદી રીતે વિશેષતા ધરાવતાં દશ્ય થાય છે. કારણકે બન્ને આધારવિના ઉભાં રહ્યાં છે તે બે માંહિ એક તે ગગનમાં તારાસંગાથે પ્રકાશતી શીતળ ચાંદની ને બીજું ત્હેનું ને ત્હેનું સરોવરના જળમાં પડતું પ્રતિબિમ્બ એ રીતે છે. ૮૬

જે રીતે તૃષા રહિત તત્ત્વવિદોનું ચિત્ત રાત્રીમાંહિ અવિદ્યા થકી મુક્ત થાય છે તે પ્રમાણે (રાત્રીમાં) ગગન ચન્દ્રકિરણના સ્પર્શવડે અંધકારથી મુક્ત થઇ શુદ્ધ બન્યું.

રાત્રી વખતે બહિર્મુખ સર્વ વ્યાપારના અભાવથી તત્ત્વજ્ઞાની સર્વ વૃત્તિ અન્તર્મુખ થવાથી જેમ ત્હેનું ચિત્ત અવિદ્યાથી મુક્ત થઈ શુદ્ધ થાય છે તે પ્રમાણે રાત્રી વખતે અંધકારથી છવાયેલ આકાશ ચન્દ્રના સ્પર્શ વડે અંધકારરૂપ અવિદ્યાથી મુક્ત થઇ શુદ્ધ બન્યું. તત્વજ્ઞના ચિત્તની ઉપમા ગગનને આપીને અવિદ્યાની ઉપમા અંધકારને આપી. ૮૭

દીંડી.—શશિ સંગ ઉદધિ માંહિ થકી ભારે
પ્રકટી જ્યોત્સ્ના પણ લાલ સુપ્રકારે,
શૌરી જન્મ થતાં જન્મી હોય સાથે
જાણે ઉદધિ થકી લક્ષ્મીજી જાતે–૮૮

લાવણી.—જ્યારે રાત્રીમાં અન્ય જનો નિદ્રા લે,
તારા કુમુદ અબ્ધિ તવ ચન્દ્રથી ખીલે,
તે રીતે દેવપતિની પ્રસૂતિ કાળે
અતિ પુણ્યે ભર્યું મુહૂર્ત ખીલ્યું તેવારે–૮૯

---

શશિની સંગાથે ઉદધિ માંહિથી લાલ જ્યોત્સ્ના, જેરીતે શૌરી-
નો જન્મ થતાં ઉદધિમાંથી સાથેજ લક્ષ્મીજી પ્રકટ થાય તેમ પ્રકટી.

શશિને શૌરી એટલે શ્રીકૃષ્ણ એ બે એક સરખા; અને જ્યો-
ત્સ્નાને લક્ષ્મીજી તે સરખાં બન્ને સાગરમાંથીજ ઉત્પન્ન થયેલ એટલે
ભગવાનની સંગાથેજ જેમ લક્ષ્મીજી દરેક પ્રસંગે પ્રકટે છે તેમ ચન્દ્ર
સંગે જ્યોત્સ્ના પણ તરત પ્રકટી. લક્ષ્મીજીસારૂ પણ કહેવાયેલ છે કે

राघवत्येऽभवत्सीता रुक्मिणी कृष्णजन्मनि ।
अन्येषुचावतारेषु विष्णोरेषानपायिनी ॥

રામાવતારમાં સીતા, કૃષ્ણાવતારમાં રૂક્મિણી ને બીજા અવતા-
રોમાં પણ લક્ષ્મીજી સંગેજ અવતાર લઇ રહેલાં છે. ૮૮

રાત્રીમાં જ્યારે અન્યજનો નિદ્રા લેછે ત્યારે ચન્દ્રવડે તારા કુ-
મુદને સમુદ્ર ખીલે છે, તે રીતે દેવપતિનો પ્રસૂતિ સમય થયો ત્યારે
અતિ પુણ્ય ભર્યું મુહૂર્ત ખીલ્યું.

રાત્રી વખતે જેમ સહુ નિદ્રા લેછે ને માત્ર ચન્દ્રના ઉદયથી
તારા કુમુદ ને સમુદ્ર ખીલે તેમ શ્રીકૃષ્ણચન્દ્રના જન્મસમય અતિ
પુણ્યતમ મુહૂર્ત ખીલ્યું. ૮૯

**લાવણી.**—પૂર્વનો ભાગ તો હતો તમોમય પુરો,
પશ્ચિમનો પ્રકાશ પૂર્ણું થયો-ન અધુરો-
તે સમયે મધ્યનિશા સંતોને ભાવી,
સંસાર મુક્તિની સંધિ જાણે આવી-૯૦

**ગરબી.**—પ્રથમ પ્રકટીયા શ્વેતધામી જ્યાંહિથી
મધ્યે માધવ વડે ચિન્હીત થયા થકી
વસુદેવની પુણ્યવતી પત્ની સમી
સરખી બનતી નિશા અતિ ત્યારે દીપી-૯૧

---

પૂર્વને ભાગતે પૂર્ણ તમોમય હતો, ને પશ્ચિમનો ભાગ પૂર્ણ પ્રકાશિત થયો ત્યારે મધ્યનિશા સંતોને ભાવી અને જાણે સંસારમુક્તિની સંધિ આવી હોય તેમ લાગ્યું.

કૃષ્ણપક્ષ એટલે રાત્રીનો પ્રથમ ભાગતો તમોમય હોયજ ને પશ્ચિમનો ચન્દ્રોદય પછી પૂર્ણ પ્રકાશમાન થાય, તે થયો ત્યારે મધ્યનિશા સંત માનવોને ભાવી કારણકે ભગવાનના થવાના જન્મથી એ સંસારની મુક્તિ કરાવનારી સંધિ હોય તે પ્રમાણે લાગી. વળી અન્ય અર્થ પણ માંહિથી નીકળી શકે છે. તમોગુણ વિશેષ હોય તેવો સંસાર કાળનો પૂર્વભાગ, તે સ્વરૂપ જ્ઞાનના પછીના આવિર્ભાવથી પ્રકાશ પૂર્ણ થાય ને તેનેથી સંતો બ્રહ્મવિદ્યા જાણનારનાં હૃદયો તેને મુક્તિની સંધિરૂપ સમજી પ્રસન્ન બને. ૯૦

પ્રથમ જ્યારે શ્વેતધામી પ્રકટ્યા, અને મધ્યમાં જે માધવ વડે ચિન્હીત બની તે નિશા, અતિ પુણ્યવતી વસુદેવપત્નીની સદૃશ બનીને દીપી.

આ શ્લોકમાં વસુદેવપત્ની અને નિશા બન્ને સરખાં વિશેષણોજ છે. નિશામાં પ્રથમ શ્વેતધામી એટલે ચન્દ્ર પ્રકટ્યો, અને વસુદેવપત્નીને પ્રથમ શ્વેતધામી એટલે બલદેવજી પ્રકટ્યા, અને મધ્યમાં માધવ પ્રકટવાનાં ત્હેનાં ચિન્હ થકી બન્ને ચિન્હીત બન્યાં એટલે નિશા અને દેવકીજી સમાન બન્યાં. ૯૧

**લાવણી.**—શૌરીના શુભ અવતાર સમયને જાણી
અતિ પ્રસન્ન બની સંતોષ હૃદયમાં આણી
સિન્ધુના તરંગ, શશિપ્રતિબિમ્બની સાથે
તાણ્ડવ નૃત્ય કરી રહ્યા બહુ ઉલ્લાસે.–૯૨

**લાવણી.**—વીણ વગડાવ્યાં વાજાના નાદ છવાયા
સર્વે દિશથી દૈવી ગાનો સંભળાયાં,
સંતોમાં રહેતું સત્વ તે સમે નાચ્યું
મંગળ સંગીત પણ સ્થળે સ્થળે સુણાયું.–૯૩

**ગરબી.**—કંસ ભુવનમાં પ્રકટ થયેલા દીપ જો
તપોધનીના ઉરમાં બળતા તાપજો
સદ્ય થયા સહુ શાન્ત અને સર્વે ખરૂં–
અનુભવ્યું વિણ હેતુ પદ નિર્વાણનું.–૯૪

---

શૌરીના શુભ અવતારના સમયને જાણીને સંતોષથી અતિ પ્રસન્ન બનતા સમુદ્રના તરંગો, ઉલ્લાસથી શશિપ્રતિબિમ્બની સાથે તાણ્ડવ નૃત્ય કરવા લાગ્યા.

જગતનાં કષ્ટ હરવા પ્રભુનો અવતાર શૌરીવંશમાં થવાનો, તેથી એમના અવતાર સમયને સમીપ આવતો જોઇ સિન્ધુના તરંગો ચન્દ્રના પ્રતિબિમ્બ સાથે જાણે તાણ્ડવ નૃત્ય ખુશાલી ને તૃપ્તીને લીધે કરતા હોય તેવો ભાસ થયો. ચન્દ્રોદય પછી સમુદ્રની ગતિમાં ફેર પડે ત્હેને કવિએ વિલક્ષણ રીતે વર્ણ્યું છે. ૯૨

વીણ વગડાવ્યાં વાજાના નાદ છવાયા, સર્વે દિશામાં દિવ્યગાનો સંભળાયાં અને સંતોમાં રહેલું સત્વ તે સમયે નાચ્યું, ને મંગળ સંગીત સ્થળે સ્થળે સંભળાયું.

ભગવાનનો પ્રકટ થવાનો કાલ, એટલે તે વેળા સ્વર્ગીય અદૃશ્ય વાદ્યો, ને ગાન્ધર્વ આદિનાં દિવ્ય ગાનો સર્વ દિશામાં ફેલાયાં, તેમજ સાત્વિક ઉરમાં રહેલું સત્વ પ્રભુ અવતારના હર્ષથી નાચ્યું, ને સ્થળે સ્થળે ગીત નૃત્ય ને વાદ્યરૂપ મંગળ સંગીત સંભળાયું. ૯૩

કંસના ભુવનમાં પ્રકટ થયેલા દીવા, અને તપોધનીના ઉરમાં

**લાવણી.**—યાદવત્વ કાજે અષ્ટમી અજે સ્વીકારી
નિજ જન્મ થવો એ સમયે ઉચિત ધારી
ને દ્વિતીય તિથિ તેથી માયાને આપી
તદપિ પ્રથમા તિથિમાંહિ એજ ગણાઈ. ૯૫

**લા૦-મોટી.**—ચંદ્રયુક્ત શુભલગ્ન પંચગ્રહ ઉચ્ચ સ્થળે, રહ્યા આવી
પુણ્ય દિવસની પતાકા સયશ કૃષ્ણ જયંતિ થઈ આવી
નિખિલ ભુવનરૂપ કમળોની કલેશ નિંદરડી દૂર કરી
દેવકી પૂર્વ સંધ્યાથી પ્રકટ્યા અનપાયી દિનકર શ્રીહરિ. ૯૬

---

બળતા તાપ તે સધ્ર શાન્ત થયા, અને એ સર્વેએ, વિના હેતુ, ખરૂં નિર્વાણ પદ અનુભવ્યું.

શ્રીહરિનો પ્રકટ થવાનો વખત જેમ જેમ સમીપ આવતો ગયો તેમ તેમ શું થતું ગયું ત્હેના ત્રણ ચાર શ્લોકથી ચાલતા વર્ણનના વધારામાં કહે છે કે,–કંસના ભુવનમાં જે દીવાઓ બળતા હતા તે ઝાંખા મંદ થવા લાગ્યા, અને તપોધનીનાં ઉર જે કંસની દુઃસહ પીડાના દુઃખથી બળતાં હતાં તે પણ શાન્ત અને એ સર્વેએ વિના હેતુ મુક્તિની દશાનો અનુભવ લીધો. દીવાની સ્હવારમાં મુક્તિ થાય ને તપોધનીની તેનો યોગ્ય સમય આવે. પરન્તુ આતો પ્રભુ પધારવાના તેથી વિણુહેતુ એ દશા અનુભવી. ૯૪

યાદવત્વને કાજે અજે પોતાનો તે સમયમાં જન્મ થવો ઉચિત ધારી અષ્ટમી સ્વીકારી, ને તે પછીની બીજી તિથિ માયાને આપી, પરન્તુ તે પ્રથમ તિથિમાંહિ (પ્રકટી) એમ ગણાઇ.

ભગવાને યાદવપણું સ્વીકારવાને અષ્ટમીને પસંદ કરી, અને ત્હેની પછીની તિથિ નવમી તે માયાને સારૂ રાખી, પરન્તુ વસુદેવજીના ગૃહમાં પોતે પ્રકટી તરત થોડા કલાકમાં વ્રજવાસ કર્યાં ને ત્હેમને બદલે યશોદાપુત્રીરૂપે માયા જે નવમીને દિવસે પ્રકટેલ ત્હેને મુકવામાં આવી એટલે એ રીતે એ પ્રથમ ગણાઇ. ૯૫

**ચંદ્રયુક્ત શુભલગ્ન, પંચગ્રહ ઉચ્ચ સ્થળે આવી રહ્યા, અને પુણ્ય**

**એકત્રીસો સવૈયા.**–જદા અવતર્યા શ્રીમુકુંદ સહુ કેરા એકજ કંદ
તદા–દશેદિશ–ભરે સુગંધી સ્વાદુ મધુ રસ-
મય અત્યંત
એવાં–કુસુમો કેરી વૃષ્ટી અમર જોડલાંએ
હાથે
હર્ષ વડે પરવશ બની કીધી વસુદેવના
ગૃહમાથે. ૯૭

---

દિવસની પતાકા સદશ જયંતિ થઇ તે વેળા દેવકી (રૂપી) પૂર્વ સન્ધ્યામાંથી અનાપાયી દિનકરરૂપી શ્રીહરિ અખિલ ભુવનરૂપ કમળોના કલેશ–નિદ્રા દુર કરવા ઉદય પામ્યા.

સર્વ શુભ નક્ષત્રમાં, શુભ સમયે, શુભ ચોઘડીયે આ સમસ્ત જગત્‌રૂપી કમળના કલેશરૂપી પીડા દૂર કરવા પ્રાતઃસન્ધ્યા સમાન દેવકીજીમાંથી વિશુદ્ધ નિત્ય તેજસ્વી સૂર્યસદશ શ્રીહરિ પ્રકટયા.

જે વેળા શ્રીમુકુંદ, સર્વના એકજ કંદ પ્રકટયા તે વેળા દશે દિશા અત્યંત રસમય મધુ સ્વાદુ સુગંધીથી ભરે એવાં કુસુમોની વૃષ્ટી દેવ-યુગલોને હાથે અત્યંત હર્ષવડે પરવશ બનવાથી વસુદેવજીના ગૃહની ઉપર કરાઈ ગઈ.

શ્રીહરિને વસુદેવજીના ગૃહમાં પ્રકટવાનો જે વેળા બરોબર વખત આવ્યો ત્યારે સ્વર્ગના દેવ દેવીઓએ અત્યંત હર્ષને લીધે પરાધીન થઇ સ્વર્ગીય કુસુમોની વૃષ્ટી ત્હેમના ગૃહ ઉપર કરી દીધી. તાત્પર્ય કે પ્રભુ વસુદેવજીના ગૃહમાં પ્રકટયા. ૯૭

ઇતિ

દ્વિતીયખંડ સમાપ્ત.

શ્રીમતેરામાનુજાયનમઃ

# यादवाभ्युदय.

## તૃતીય સર્ગ.

**લાવણી.**—અથ જગમાં સર્વે દિશા મટી અંધારી,
થઇ પૂરણ પ્રસન્નકારી પ્રકાશ ધારી;
રાત્રીએ દીવસની શ્રીને ધારી ત્યારે,
કારણ–પ્રકટે છે દેવ દિવાકર પ્યારે. ૧

અથ જગતમાં સર્વે દિશાઓમાંથી અંધકાર જતો રહ્યો તેજ દિશાઓ પાછી પૂરણ પ્રસન્નકારી દેખાવા લાગી; કારણ તેમાં પ્રકાશે ભરાવા લાગ્યો, એટલે હતી તો રાત, પણ તેણે તે વેળા દિવસની શ્રીને ધારણ કરી; કારણ દેવ દિવાકર તે વેળા પ્રકટ થતા હતા.

અથ શબ્દ સર્ગના આરંભમાં પ્રકરણ નવું શરૂ થયું માટે મૂક્યો છે. વળી "અ" મંગળવાચક છે. નવી કથા કહેવા માંડે છે તહેમાં પ્રથમજ ચમત્કાર કે રાત્રીએ દીવસ જણાયો, તે રાત મટીને નહી, પણ રાત રહીને તેણીમાંજ બધી દિવસની ખુબીઓ આવી. રાત ક્યાં અમલ કરે છે? દસે દિશામાં; જગતજનપર તેજ જગે આ રાતમાં તેના નિત્યના ક્રમથી ઉલટી રીતે બન્યું, પ્રથમતો દશેદિશામાંથી અંધકાર દૂર થયો પછી તેમાં પ્રસન્નતા ને પ્રકાશ બે તેને બદલે ભરાયાં. સ્હવાર પડતાં લોકની આંખોનાં-ને અંતરનાં અંધારાં દશેદિશામાંથી જાય છે ને તેમાં પ્રસન્નતા ને પ્રકાશ ભરાય છે-એજ દિવસની શ્રી-શોભા ખૂબી છે. તે તમામ રાતમાં આવી. દિવસની ખૂબી શાથી હોય છે! દિવસને કરનાર, દિવાકર–સૂર્યથી તે પ્રકટે છે. તેથીજ આ બધી શ્રી તેની પ્રસરે છે. એટલે દસેદીશાનો જગતનો દેખાવ હાલત-બદલાય છે, આંહી રાતે સૂર્યનું તો મકદુર નથી કે તે ઉગી શકે, તેના નિયમિત સમય પહેલા એક પળ પણ તેનાથી ન પ્રકટાય; એટલે આવી વેળાએ રાતને આવી લ્હાણ મળવા જગતના નિયમ પ્રમાણે તો સંભવજ નથી પણ આતો કદી ન ઊગેલ એવો સૂર્ય–દેવદિવાકર–શ્રીહરી પોતે પ્રકટે છે. એટલે અસાધારણ સૂર્યની અસાધારણ અસર થવીજ જોઇએ. પ્રભુ રાતમાં દિવસ કરે એમાં શું આશ્ચર્ય! ૧.

ગગનમાં મગન થઈ રહી અપ્સરા નાચી
ગાતા ગાયન કંઈ કિન્નર અદ્દ્ભુત રાચી;
શ્રવણોને સુખદા સ્વરે–કર્યા સંતોષે
આનકદુંદુભીને આનકદુંદુભી ઘોષે. ૨

ત્યાં દશે દિશામાંહે અશરીરી વાણી
જય જય રવ વાણી સરસ્વતી ઊભરાણી,
એક અજીત પોતે પ્રકટ્યા–સૂચવનારી
અસુરોની અંતક પોતાથી લલકારી. ૩

---

જગતમાં દિવસ થયો પણ ગગનમાં તો તેથી પણ વધુ થયું શું તે કહે છે.

ગગનમાં અપ્સરાઓ મગ્ન થઇને નૃત્ય કરવા લાગી. તેણીયોની સાથે કિન્નરો કંઈ અદ્દ્ભુત ગાયનો ગાવા લાગ્યા, ને આનકદુંદુભીના સ્વર જે સુખદા નિકળ્યા તેણે આનકદુન્દુભીને સંતોષિત કર્યા.

ભગવાન પ્રકટ થવાની દેવો તો વાટજ જોઇ રહ્યા હતા. રાતે દિવસ–પોતાના દેવ–દિવાકરના પ્રકાશ પ્રતાપને પ્રકટ થતો તેમણે જાણ્યો; એટલે તેમનાં દુઃખો હવે ઝટ દુર થશે–એ દિવસજ તેમને માટે ઉગ્યો એમ માની દેવાંગનાઓ એટલી બધી રાજી થઈ ગઇ કે ગગનમાં અધર આવી નૃત્ય કરવા લાગી ગઇ. તેટલોજ આનંદ કિન્નરોને થયો. તે અદ્દ્ભુત હરિગુણગાનો કરવા મંડી પડયા ને દેવોએ તો પોતાનાં ભેરી નગારાંપર એવા ઘોષ કર્યા–વધામણીના ડંકા ગગડાવ્યા–કે તે આનકદુન્દુભી–એટલે શ્રીવસુદેવજીના પણ સાંભળવામાં આવ્યા. પોતાને ઘેર આવતા મ્હોટા પ્રભુ પધારે છે એ એ સ્વરે સ્વર્ગથી સાબીત કર્યું. પછી પૃથ્વીપરના એક મનુષને એથી કેટલો આનંદ થાય! પૂર્ણ સંતોષિત તેઓ તો બની ગયા. ૨

ત્યાં દશેદિશામાં અશરીરી વાણી એટલે સરસ્વતીનો સાદ ઊભરાયો. જય જય એવા શબ્દો થયા તેથી એમ સૂચન થયું કે જે એક અજીત છે તે પોતે પ્રકટ થયા છે. અને એથી એમ પણ સૂચન થયું કે અસુરોનો અંત આવ્યો. આ વાણી પોતાથી પૂર્ણ લલકારી.

અતિ વેગવાન વાયુથી પ્રેરાએલી,
શીતલ અંબુની કણો વડે દીપેલી,
જળધરથી આકાશમાં ધ્વની રહી ગાજી
જાણે સુરગજ મંગળ જણવે થઈ રાજી. ૪

---

ત્યાં એટલે વસુદેવજીના સ્થાનપાસે સરસ્વતીએ દિવ્ય શક્તિથી જય જય શબ્દ ભરી દીધો. વારંવાર "જય જય" એમજ ચારે દિશા, ચારે ખૂણા, ને ઉપર નીચે, એમ દશે-દિશામાં એ સ્વરોજ સંભળાવા લાગ્યા. તે બોલનારી એવી સમર્થ કે વગર જીભે બોલી, તેમ એવી જ્ઞાતા કે તેણી સમજી કે-પ્રભુજ એક અજીત છે. બીજા બધા તેનાથી જીતાય, તે કોઇથી ન જીતાય. પછી બીજા તેને પકડી મંગાવે એ તો બનેજ કેમ! એટલે પોતે પોતાથી પ્રકટ થાય છે પણ તેમાં જય કોનાપર કરવાનો! પ્રકટ થવાનો કંઇ ઉદ્દેશ? અસુરોનો અંત કરવાને એથી તેમના વૈરી દેવવર્ગ રાજી થાય તે પ્રભુનો જયજ ચાહ્યુ; ખરી રીતે તેનો લાભ પોતાને તેથી તે દેવીએ વાણીથી સંકોચ વગર આનંદમાં આવી જઇને દશોદિશા તેથી ભરી દીધી તેથી "લલકારી"જ કહેવું ઠીક છે. ૩

વાયુ બહુ વેગથી વાયો તેથી વાદળ એકઠાં થઈ તેમાંથી શીતળ જળની કણો પડવા લાગી. એટલે કે જળધર જે મેઘ તે મંદમંદ વરસતાં આકાશમાં મંદમંદ ગરજવા પણ લાગ્યા. તેઓ જાણે સુરનો હાથી ઐરાવત પ્રસન્ન થઇને મંગળ સૂચન ન કરતો હોય તેવા દેખાતા હતા.

સુરનો ગજ ઐરાવત તેને મદ ઝરે એથી ઝીણી કણો પણ પડે તે તેને મરૂતગણ વાયુદેવ પ્રેરે તો તે આકાશમાં ઉપર આવી પ્રભુનો જય ઉચ્ચારે તેને ઠેકાણે આ વેળા વાદળ થઇ મંદમંદ સ્વર કરતો વરસાદ વરસવા લાગ્યો. "ઝરમર ઝરમર" મેહુલો વરસવા લાગ્યો. વાયુ ને વરૂણ બેઉ દેવે પોતાનો હર્ષ પ્રદર્શીત કર્યો. મેઘ તે હાથી ને ગર્જન પણ તેનું એમ ઉપમા આપી છે. ૪

વાયો નવ વાયુ સુરસ્ત્રીને તન સ્પરશી,
તેમનાં વદનની સુગંધ સંગે દરશી;
સુરદ્રુમ કુસુમોથી હરખી કરેલ દેવે,
વૃષ્ટીની મધુ દ્રવ દઈ, સહુને તે સેવે. ૫

મધુના રિપુના અવતાર મહોત્સવ વેળા,
મથુરા પુરીના દેવ થયા હરખે ઘેલા;
ભક્ત જનોને—જે જે ચાહેલ વરો—તે,
દઈ દીધા તમામ, તદા ઊઠ્યો ઉભરો તે. ૬

---

નવીન વાયુ વાવા લાગ્યો તે, દેવસ્ત્રીયોનાં વદન સ્પર્શવાથી તેમની સુગંધી સાથે લેતો વહ્યો એ વળી કલ્પવૃક્ષ-સુરદ્રુમ તેના પરથી ઉતારી દેવોએ તે વેળા જે કુસુમની વૃષ્ટિ કરેલી તેનો મધુ-દ્રવ પણ તેના ભેગો લઈ તે-વહેવાથી તેથી સહુની સેવા થતી હતી.

વાયુએ મેઘને તો મદદ કરી, પણ પોતે ખાસ સેવા કરવા ધારી નવીન વાયો તેમાં બસરી મદદ સુગંધીની મળી, કારણ વાયુ સુગંધી વધુ સારો લાગે તે ટાંણે અપ્સરાઓ નાચતીજ હતી તેમને અડતાં તેમની સુગંધી, ને પુષ્પવૃષ્ટિ થયેલી તેમની સુગંધી, બેઉ ભેગી લઇ તેણે ફેલાવી એ રીતે સૌને લાભ આપ્યો. ૫

મધુના રિપુના અવતારના મહોત્સવની વેળાએ મથુરાંપુરીના દેવો હર્ષથી જાણે ઘેલા થઇ ગયા, ને તેમના ભક્તોજનોએ જે જે વર માગેલ તે તે તેમને તેમણે તે વેળા જે ઊભરો ઊઠ્યો તેથી તમામ આપીજ દીધા.

વાયુ દેવે વગર માગે ત્યાંના જનની સેવા કરી, તેમ પુરીમાં દેવમંદીરોમાં વસતા દેવો પોતાની પાસે જે જે વરો માગતાજ હતા તેમને રાજી કરવામાં કેમ પાછા પડે! ભક્તો બીચારા કેટલા દિવસોથી કરગરી રહેલ, પણ તેમના ઉમંગનો અવસર આવી ગયો તેનો લાભ તેમને સદ્ય ને સંપૂર્ણ મળી ગયો. પ્રભુ પોતે પ્રકટે, ને તેમનેજ માટે; એથી મોટો મહોત્સવ કયો! ને તે વળી "ઘેર બેઠે ગોવિંદ" મળ્યા!!

અવધાનવાન મતીમાન મુની જન ત્યારે,
ન ભણેલ વેદના ભેદો સમજ્યા ભારે;
શાસ્ત્રોમાં કહેલ સ્હેલ થયું સહુ સાથે.
પેઠા મુક્તિમય સ્થિતિમાં જાણે જાતે. ૭

શરદાગમથી નિર્મળતા પામે જેવી,
શ્રાવણ માસે સરિતા ભાસી તવ તેવી
મહા યોગવિદોની મતિમાં સમતા આવી,
શ્રુતિયો સમજાઈ દીધાં ઝટ ધ્યાન લગાવી. ૮

---

જે મુનીજન મતિમાન હોઇને ધ્યાનમાં લાગેલા હતા તેમને જે ભેદો વેદોના તેઓ ન ભણેલા તે પણ જણાઇ ગયા ને શાસ્ત્રમાં જે જે કહ્યુ છે તે તમામ ને તુરત તેમને અનુભવમાં આવી ગયું એટલે મુક્તાવસ્થાજ તે ભોગવવા લાગ્યા.

મથુરામાં સત્કર્મ કરનારામાં દેવોના ભક્તોને ઇચ્છીત વર મળ્યા તેમ ધ્યાન કરનારા બીચારા હજી પ્રયાસ કરતા હતા તે બધું તેમને પ્રત્યક્ષ થયું. શાસ્ત્રમાં ક્રમ બતાવ્યા છે તેમાંના કેટલાક તે જાણતા પણ નહોતા તે બધાનો તેમને અનુભવજ થયો. તેમનાં હૃદય કપાટ ઉઘડ્યાં કહો, કે ઊરનાં અંધારાં ગયાં કહો, એટલે તેમને તે વેળા તો બ્રહ્માનંદની મોજ મળી, એજ મુક્તિની મજા. ૭

શરદઋતુના આવવાથી જેવી નદીયો નિર્મળ થઇ જાય છે તેવી શ્રાવણમાસ છતાં આ વેળા તે ભાસી, અને જે મોટા યોગ માટે મથનારા હતા તેમની મતિમાં સમતા આવી ગઇ ને શ્રુતિયો સમજાઈ એટલે તેમણે ઝટ ધ્યાન ધારી લીધાં.

શ્રાવણમાસમાં નદીયોનાં જળ ડોહોળાં હોયજ તેવાંજ તે હતાં પણ પ્રભુના પ્રાકટ્યના પ્રભાવે તેમનાં તન પણ તત્કાળ વિમળ થઈ ગયાં. તે બધી પ્રસન્ન મન જાણે વહેવા લાગી. જેવી શરદમાં વહે છે તેવી. જેમ તેમણે તુફાની ઋતુમાં શાંત આનંદી ઋતુનો લાભ લીધો તેમજ યોગીયો ચિત્તશુદ્ધિ-સમતા-માટે કેટલા કાળથી મળ આવરણ ટાળવા મથી રહ્યા હતા, તેમાં સમતા તે ટાણે આવી ગઇ. એટલુંજ

સરવે ચેતનના મનમાંથી નિકળેલાં,-
કલુષો તે વેળા સકળ થઈને ભેળાં,
નદીયોનાં જળ ખુદ જેમ સમુદ્રે વહેતા
તેવાં તે ભોજપતિ-ચિત્ત-માં જઈ રહેતાં. ૯

અસુરો વીરોના ગ્રહમાં નાનાભાતી,
વારવાર શુકનો થયાં અતી ઊતપાતી;
અમર રાજપુરમાં ફરી ફરીને ત્યારે,
શુભ શકુનો સેંકડો થઈ ગયાં મહાભારે. ૧૦

---

નહી પણ પોતાના કાર્યક્રમને ઉપયોગી જે શાસ્ત્ર નહોતું સમજાયું તે શ્રુતિયોના અર્થ ઊરમાં સ્ફુર્યા કે તે પ્રમાણે અમલજ કરવા માંડયો તે તુરત ધ્યાનસિદ્ધ થયું. યોગ સફળ થયો તે ન કરે તો પણ ચાલે. તેમ તો હતું કારણ અંતરયામીજ પ્રકટ થવાના છે. પ્રત્યક્ષ અનુભવ આપવાના છે તેનો લાભ લેવા લાયક મન થયાં. એ અવસરનું મહાત્મ્ય!! યોગવાળાના યોગ સફળ થયા. ૮

સર્વ ચેતનોના મનમાં કલુષો જે હતાં તે બધાં એક જગે ભેળાં થવા આવેલાં નિકળીને ગયાં. જેમ નદીયો પોતે પોતાથી સાગરને મળે છે તેમ તે કલુષો બધાં ભોજપતિ-જે કંસ-તેના ચિત્તમાં ભેળાં થયાં.

સર્વ ચેતન તે વેળા વિમળ મન થયાં ને કંસના મનમાં તેમનુંજ કાલુષ્ય એટલે કે આખા જગતમાં હોય એટલું કાલુષ્ય ભેગું થયું. નદીયોના કચરા દરીયામાં જઇ ભરાય તેમ. ૯

વીર અસુરોનાં ઘરોમાં નાના પ્રકારનાં અતી ઉતપાતી શુકનો-ને તે વારંવાર થયાં અને અમર-દેવોના રાજપુરમાં તે વેળા ફરીફરીને સેકડો શુભ શકુનો મહાભારે થયે ગયાં.

શુભકર્મચારીનો આ આનંદ ક્ષણિક નહોતો, પણ તે ભવિષ્યમાં વધવાનો ન્હોતો ને અશુભકર્મ કરનારને તેજ રીતે હાનીકર હતો, એવાં શુકનો-ચિન્હો-ભવિષ્યસૂચક તે વેળા થયાં. પણ તે સાધારણ જનોને નહીં. અપશુકન થયાં તેપણ વીર અસુરોના ઘરમાં-જે ઘણો જુલમ કરનારા ને જોરાવર હતા-ને શુકન શુભ થયા તેપણ દેવતાના પુરમાં રાજ-

જાણે છેલ્લા ઋણથી દેવકીના સ્વામી
છુટ્યા–તે રીતે દૃઢ બેડીયો વીરામી:
સઘળાં બંધનના ટાળક–તેની પાસે
બેડી બંધન તૂટે–શું અદ્‌ભુત ભાસે !

દેવકની દુહિતામાંથી ઉદિત થયા જે,
દનુજના વિદારક અંકે દીપી રહ્યા તે.
કંચનનો ભૂધર શોભી રહ્યો કોઈ જાણે
ઇન્દ્રનીલ મણીના શીખર સહિત તે ટાણે. ૧૨

---

ધાનીમાં એટલે પૂર્ણ પુણ્યશાળીઓને, અર્થાત્ આ પ્રાકટ્યથી જગતના મ્હોટા અસુરોને મ્હોટા દેવોના ભવિષ્યને સંબંધ હતો. એમ કુદરતે સૂચન કર્યું. આકાશ પાતાળમાં એ રહસ્ય પ્રથમજ પ્રકટ થયું. ૯

દેવકીના પતિ શ્રીવસુદેવજીની દૃઢ બેડીયો તુટી ગઈ ને તે બંધનથી છુટયા, તે જાણે છેલ્લા ઋણથી છુટયા. જે સઘળા બંધનના ટાળક છે તેની પાસે બેડી બંધન તુટે એમાં શું અદ્‌ભુત ભાસે !

વસુદેવજીના પગમાં બેડીયો હતી તે પ્રભુના પ્રકટવાથી તુટી ગઇ. પુત્ર પિતાને તારે, ઋણમુક્ત કરે, તેમ તેમને છુટા કર્યા. પણ તેથી એમજ કાં ન માનીયે કે હવે તે ફરી બંધાશેજ નહી. કારણ તે તે સંકલ્પથીજ અસંખ્ય ભવનાં કર્મ બંધનથી છોડનાર પોતેજ છે, એટલે તેમના સંકલ્પથી આ એક વખતની ક્ષુદ્ર પગની પ્રત્યક્ષ બેડી તુટી છુટી, એમાં તે શું વિશેષ ! ૧૧

દેવકની દીકરીમાંથી જે ઊદિત થયાં, તે દનુજના વિદારક, તેણીની અંકમાં એવા દીપી રહ્યા, જાણે-કંચનના કોઈ પર્વત પર ઇન્દ્રનીલ મણીનું શિખર શોભી રહ્યું હોય એવું તે વેળા લાગતું હતું.

દેવકની દુહિતા તે દેવકી, તેમાંથી ઊદિત થયા એટલે સૂર્ય દિશામાંથી ઊગે તેમ પ્રકટ થયા; સૂર્ય તમ હણવા પ્રકટે, તેમ આ દનુજને વિદારવા પ્રકટ્યા–તે વેળા દેવકીમાતા જાણે કંચનનો પર્વત-તેનો ખોળો તે જાણે ગિરિ ને તેપર શિખર જેવા શ્રીહરી ઘનશ્યામ તેથી ઇન્દ્રનીલમણી કહ્યા—અર્થાત્ વસુદેવજીના ઘરમાં શ્રીકૃષ્ણચંદ્ર પ્રકટ થયા. ૧૨

શુચી શંખ ચક્રને ગદા કમળ છે ધાર્યાં
સુંદર વનમાલાથી સુન્દર શણુગાર્યાં
જળનિધિના બાળક સમ જનની રહી ધારી
તાતને સુપુત્રે દીધો હર્ષ વધારી. ૧૩

અબ્જભૂવોના નિત્યના પિતાજી જે છે,
પ્રિયતમા તણા અંકમાં દીઠા–દીપે છે;
તે વિભુના સાચા ગુણો તણી તે ટાણે,
આનકદુંદુભીયે સ્તુતિ કરી સુવખાણે. ૧૪

---

શંખ ચક્ર ગદા ને પદ્મ ધારણ કર્યાં છે. તેમજ સુન્દર વનમાળા ધારી છે એવા પ્રભુ જળનિધિના બાળક સમાનને જનની ધારી રહી, તેથી તાતને સુપુત્ર જોઈ અતી હર્ષ થયો.

શંખ ને ચક્ર એ ઉપરના હાથમાં, ને ગદા ને પદ્મ નીચેના બે હાથમાં, એ રીતે ચાર આયુધધારી તેથી ચતુર્ભુજ, ને વનમાળા ધારી છે અર્થાત્ તમામ શૃઙ્ગારથી શોભિત છે, પોતે પાછા ઘનશ્યામ છે તેથી જળનિધિના બાળક જેવા કહ્યા ને તે માતાની ગોદમાં, એટલે તેના પતિ તેમને પોતાનાજ પુત્ર માનેજ. પુત્રનું કાર્ય પિતાનો આનંદ વધારવો. તે તેના દિવ્ય દર્શનથીજ તેઓ અતિ પ્રસન્ન થઈ ગયા. ૧૩

બ્રહ્માના નિત્યના જે પિતા તે પોતાની પ્રિયતમાના ખોળામાં દીઠા, તે વિભુ છે, તેના ગુણો સત્ય છે, તેમની તેવીજ સ્તુતિ વસુદેવજીએ કરી.

કમળમાંથી બ્રહ્મા થાય, તે કમળ નારાયણની નાભીમાંથી તે ચઢે ત્યારે નીકળે તે પ્રતિકલ્પ. એમ કેટલાએ બ્રહ્માઓને જેણે પોતામાંથી પેદા કર્યા! તે કયારથી એમ સીમાજ નથી. નિત્ય પિતા છે, પુત્રો બદલાય છે. એવા જે જગતોના અનેક પિતાઓના સદા એક પિતા તે પોતાની પ્રિયાના ખોળામાં પ્રકટીને દીપે છે તેથી વસુદેવને કેટલો હર્ષ! પ્રભુના ગુણોનો કેવો પ્રત્યક્ષ અનુભવ તે કહ્યા વિના રહેવાય કેમ! તેમણેજ પ્રભુને પ્રથમ દીઠા, ને પ્રત્યક્ષમાં પ્રથમ સ્તવ્યા. જે વિભુ વ્યાપક તે એક સ્ત્રીના અંકમાં, જે બ્રહ્માઓના પિતા તે પોતાના પુત્ર!!

છો આપ અખિલ કારણ—આશ્રિતના તારણ
કરૂંછું અનન્ય મતિથી પ્રણિપત (નારાયણ)
વેદની અનાદિ વાણી સઘળી નિત્યે
એ એકજ પદના વિશે કહે છે પ્રીતે. ૧૫

કર્મના વિપાકની પરંપરા દુખકર છે
પરવશ વૃત્તિમય દેહીને દુસ્તર છે
પણ ત્હારી કરૂણા કટાક્ષથી હે દેવા!
એ ભવસાગર તરી જાય છે કંઈ તેવા. ૧૬

---

એવા મોટા ને તે એવા દયાથી સુલભ થયા, એ પ્રત્યક્ષજ છે. તેજ પ્રમાણે પ્રભુનાં રૂપ ગુણો સત્યજ છે, નિત્યજ છે, સ્વાભાવિકજ છે તેમનું તેવુંજ સ્તવને કર્યું, ને તે તેવો અનુભવ કરનાર મહાપુણ્યશાળીએ. ૧૪

જે અખિલ કારણ છે, જે આશ્રિતના તારણ છે જેના એકના પદના વિશેજ વેદની અનાદિ વાણી તમામ નિત્યે કહ્યાં કરે છે તેમને અનન્યભાવથી હું પ્રણિપત કરૂંછું.

વસુદેવજી પ્રભુને જણાવે છે કે આપને મેં ઓળખ્યા. સર્વનુંજ કારણ—પરમબ્રહ્મ છો તેમ પાછા સ્વાશ્રિતના ત્રાતા છો એ સત્યજ વેદ નિત્ય કહે છે; તમામ વેદ જે કહે છે તે આપ વિષેજ આપને ઓળખાવવા, આપના પદને સમજાવવા. તે પોતે દેખાયા તેથી તેને પોતે પ્રણામ કર્યાં; તેમની શરણાગતિ કરી ને તે અનન્યમતીથી એજ મનુષ્યમાત્રનું કર્તવ્ય શ્રેષ્ઠ છે—તે તો કૃતકૃત્ય થયા. ૧૫

કર્મના વિપાકની પરંપરા દુખકારી છે. તેમ પરવશ વૃત્તિમય દેહીને તે દુસ્તરે છે તેમ છતાં હે દેવ! ત્હારી કરૂણાની કટાક્ષ થાય તે ભવસાગરને તરી જાય છે.

નઠારાં કર્મ કરેલાં તેનાં ફળો ક્રમે જ્યારે પાકીને આડાં આવે છે, એક પછી બીજાં એમ પરંપરા ભોગવવાં પડે છે ત્યારે બહુ દુઃખ થાય છે તે સાથે પૂર્વકર્મ પ્રમાણે વૃત્તિ તેવી મતિ કૃતિ પાછાં ફળ એમ કરાએજ જવાય ત્યાં તેનો અંત તે ક્યાંથી આવે? કર્મોનો સાગર છે ને તે તરવો સ્વબળે દુસ્તર છે પણ જેનાપર પ્રભુ કૃપાકટાક્ષ કરે

ત્હારા સુપ્રભાવ મહોદધિ કેરી છાંટે
પરવશ રહીને શક્તિ પામીને ઠાઠે
ભેદ વાળી નિજ નિજ પદની સંપત્તિઓ
બ્રહ્મો આદિક સહુ ભોગવતા (શુચિ કૃતિઓ). ૧૭

શ્રુતિ કિરીટ શુભાશ્રય વિગ્રહ ધારી સ્વામી
પરમ સત્વકેરા નિધિને ગયો પામી
જગપર અનુગ્રહરૂપ મારુતથી પ્રેરાઈ,
વિવિધ-રૂપ-તરંગ કરી રહ્યા ચિત્ત ચાહી. ૧૮

---

તે તેને તરે છે. સહુપર કૃપાકટાક્ષ નથી થતી. તેથી તરનારા પણુ વીરલા છે. તાત્પર્ય તું સંસારથી કૃપાલેશથી તારી શકે છે-જે બીજી રીતે તરવો દુસ્તર છે. ૧૬

ત્હારો પ્રભાવ તો મહોદધિ છે પણુ તેની એક છાંટને પરવશ થઇને ઠાઠવાળી શક્તિઓ-જોકે તે હદ ને ભેદવાળી પણુ હોય છે-પણુ તેવી પોતપોતાના પદની સંપત્તિઓ બ્રહ્માદિક પામીને ભોગવે છે. (પૂર્વે તેવી સેવા સુકૃતિ કરી છે તેથી.)

પ્રભુ મુક્તિ આપે છે એ તો પ્રથમજ વાત છે ને સૌથી મોટી વાત છે પણુ તેથી નીચે બ્રહ્માનું પદ ને બીજા દેવોનાં પદ જે સંપત્તિઓવાન છે જૂદા જૂદા દેવનાં જૂદાં જૂદાં છે તેમની શક્તિમાં હદ છે ને વિવિધતા-ભેદ છે. તે તે તે દેવો તેવાં પદ ભોગવનારી શક્તિસત્તા પ્રભુથીજ પામે છે, પ્રભુને પરવશ રહીનેજ તે તો મળી શકે છે; તેણે ઠરાવ્યું ત્યાંસુધી ને તે પ્રકારની, એમ હદ ને ભેદ છે. અર્થાત્ દેવોને દેવપદે તમેજ આપો છો. બ્રહ્મા સુદ્ધાંને પ્રભુએજ મોટા બનાવ્યા છે; ને તેમની મોટાઈ પ્રભુ પાસે તો મહાસાગર પાસે તેના-એક છાંટા બરાબર છે. એ છાંટો પણુ મૂળે મહાસાગરનો પ્રભુનોજ છે. ૧૭

શ્રુતિ કિરીટમાં શુભાશ્રય વિગ્રહધારી સ્વામી જે છે ને જે પરમસત્વકેરા નિધિ છે તેજ મને મળ્યા. જગત ઉપર અનુગ્રહ કરવાના વિચારરૂપ વાયુની પ્રેરણાથી નાનાપ્રકારનાં રૂપ અવતાર-એજ જેના તરંગ તેવા તમે ખુશીથી કરો છો.

હે દેવ! તમારે આધીન નથી–કંઈ–એવું–
જગમાં જંગમ કે બીજામાં–શું કહેવું!
હેવા ત્હારા મહિમામાંના પરિમિત ને
કરી વિભાગ શાસ્ત્રો વિવિધ વર્ણવે નિત ૧૯

હે અખિલ લોકના પિતા–પુત્ર મુજ થાવા!
મેં એજ મનોરથ કરીને માગ્યું–વાહવા!
જે ઇચ્છે તે દેવા–દેવા વ્રત ધારી
તેં વિણ શ્રમ પૂરી–ઇચ્છા પૂરી મ્હારી— ૨૦

---

એટલે આપ અવતાર ધરો છો એની ખાતરી, ઓળખ શ્રુતિના કિરીટ–વેદાંત–થી થાય છે તેમાં કહે છે કે પ્રભુનું શુભાશ્રય વિગ્રહ છે; પ્રભુ તેવું વિગ્રહ ધરે છે ને તે રજતમથી દૂર સત્વમયજ હોય છે. તે વિગ્રહ ધરવાનું કારણ જગતપર અનુગ્રહ કરવાની લાગણી એજ વાયુ તેથી પોતે પ્રેરવાને તરંગ–એટલે રૂપ–અવતારને ધારણ કર્યા જે હાલ એક છોજ શ્રુતિસાગર તેમાં કિરીટી શેષશાયી વિગ્રહધારી તે બીજા સમુદ્રમાં જે રૂપ છે તેથી પરમશ્રેષ્ઠ છે વળી તેમાંથી અવતાર તે પ્રભુનાજ તરંગ અનુગ્રહથી કરો છો. જેવા હાલ અનુભવી રહ્યા છેજ. ૧૮

હે દેવ! જગમાં તમારે આધીન નથી એવું જંગમ કે બીજા–એટલે સ્થાવરમાં કાંઈ નથી. એવા ત્હારા મહિમામાંના પરિમિતને વિભાગ કરી શાસ્ત્રો તે નિત્યને વર્ણવે છે.

પ્રભુને આધીન નથી એવું શું છે. જંગમ કે સ્થાવર! બધુંજ તેને આધીન છે એવો તે સર્વનો સ્વામી છે; ને આ જગમાંજ નહી તેના અનંત મહિમા–અસંખ્ય જગતમાં આ તો એક પરિમિત વિભાગ છે, સમુદ્રમાં ફોરા સદૃશ છે; બધાં શાસ્ત્રો–શ્રુતિ સ્મૃતિ ઇતિહાસ પુરાણ તંત્રાદિ એ વિભાગનુંજ વર્ણન કરી શકે છે; તારા નિત્ય અનંત મહિમાને ક્યાંથી જાણે પણ કે વર્ણવે! આ પ્રમાણે પ્રભુના મહીમાનો પાર પામવા કોઇ શાસ્ત્ર પણ સમર્થ નથી એવડા સદા તે મ્હોટા–મહા મહિમાવાન છે તેજ પાછા કેવડા છોટા થાય છે તે જુવો!— ૧૯

હે અખિલ લોકના પિતા મ્હારા પુત્ર થાઓ એવો મનોરથ

ભૂમીનો ભાર દૂર કરવાને માગે,
દેવતા-તેમની આશ પૂરશો આગે;
દયાનિધે ! બહુ રિપુઓને જીતીને,
ભૂપર વિહાર કરવો-છે-યોગ્ય કૃતીને. ૨૧

---

કરીને મેં પણ એજ માગ્યું-વાહવા ! અને આપ તો હે દેવા ! જે ઇચ્છે તે દેવાને વ્રતધારી રહ્યા છો તેથી વગર શ્રમે આપે મ્હારી પૂરી ઇચ્છા પૂર્ણ કરી.

જેટલાં લોક કહેવાય તે તમામ તેને આધીન છે એમજ નહી, તે નિકળે છેજ પણ તેમાંથી એવા તમામ લોકના પિતા આપ છો તેમ જાણતા છતાં તેમનેજ મેં પુત્ર કરવાનો મનોરથ કર્યો વાહવા! એટલે મને પણ રંગ છે પણ તે ખરૂં તો આપને ધન્ય છે કે આપે મ્હારી એવી વિચિત્ર-અસંભવિત જેવી-ઇચ્છા પણ સંપૂર્ણ પૂર્ણ કરીને તે વગર શ્રમે; આજે વસુદેવદેવકીના પુત્ર કહેવાયા. તે મ્હારે માટે નવાઈ પણ આપતો હે દેવ ! સ્વાશ્રિત જે માગે તે આપવું એવું વ્રતજ ધરનારા છો સર્વનું ઇચ્છિત પૂરનાર છોજ તેવુંજ આ કર્યું. પિતા પુત્ર પણ થાએ પછી પિતા પિતાભાવ ભજવે એમાં તો સંદેહજ શું કામ ! એવા મ્હોટા તે એવા છોટા થયા એમ અનુભવ થયો— ૨૦

દેવતા, ભૂમિનો ભાર દૂર કરવાને આપની આગળ માગે છે તે આપ આગળ તેમની આશા પૂર્ણ કરશો. હે દયાનિધે! બહુ રિપુ-ઓને જીતીને પૃથ્વીપર વિહાર કરવો એ આપની કૃતિને યોગ્ય છે.

ન્હાના ઘેર અવતર્યા તેથી ન્હાના નથી થઈ ગયા. ખરેખર તો મ્હોટા માટે મ્હોટાં કામ કરવા અવતર્યા છો; આખી ભૂમીપર ભાર વધી ગયો છે ને તે ઊતારવા દેવોએ દુઃખી થઇ પ્રાર્થના કરેલી તે આપ દયાના સાગર હોવાથી તેમની આશા પૂર્ણ કરવા ધારી છે તેમાં આપને તો વળી અનેક અરિયોને જીતવા એ અનેક પ્રકારની ગમત-વિહારજ છે; આપના રાજ્યમાં આપ વિહાર કરો એ યોગ્ય છે ને તે એવો કે જેથી આપના રાજ્યમાં સુખશાંતી પ્રસરે; આપે એટલા માટે પ્રકટવું-પ્રકટીને એવું કરવું, એ આપને યોગ્યજ છે. ૨૧

અસુરોને મોહન કરવા ચ્હાતા આપે
સ્વાભાવિક ચિન્હો ઘટે ઢાંકવા જાતે
મ્હારૂં આ સાહસ હવે શમાવો સુખથી
પડદો કરી લ્યો ચહોછો તેવોજ વિમુખથી
એવા ભય પામેલા વસુદેવ વીલોકી,
બોલ્યા મંદસ્મિતથી કૃપાળ શુચીશ્લોકી;
મ્હારા છો જનક તમે-અન્યથા લહો શું!
છો તમે તાત તે છતાં અયોગ્ય કહો શું! ૨૩

---

આપ તો પોતે તો અસુરોને મોહ કરવા ચહાઓ છો એટલે તેમનાથી તો આપનાં આ સ્વાભાવિક ચિહ્ન છૂપ્યાં રાખવાં જોઇએ તેમ આપ હવે સુખેથી કરો અને મ્હારૂં સાહસ શમાવો; વિમુખોથી આપ પડદો કરી લેવા ચહો છો તેમ કરો.

પ્રભુ એક પંથ દો કાજ કરવાની પેઠે વસુદેવના મનોરથ પૂરવાને અને અસુરોનો નિરાસ કરવા પ્રકટ્યા છે તેમાં પ્રથમ કાર્ય પૂર્ણ થયું; વસુદેવજી પોતે કહે છે જે આપનાં સ્વાભાવિક ચિહ્ન-શંખચક્રાદિ ધારણ ચતુર્ભુજ શ્યામસુંદર કિરીટધારી આદિનું દર્શન તે સર્વને સુલભ નથી, એ દર્શન સહુને પ્રાપ્ત નથી તો તેમ નજ થવું જોઇએ; વિમુખો તેને પાત્ર નથી તેમનો તો મોહજ રહેવો ને તે માટેનો આપનો વેશ તેવોજ થવો એ યોગ્ય છે ને તેવીજ યોગ્ય-દેશકાળ અધિકારી ઉચિત આપની ચાહત છે. એ હું પણ સમજ્યો ને તેથી મ્હારી ઇચ્છા પુરી થઇ માની આપની ઇચ્છાનુસાર થવા પ્રાર્થના કરૂં છું એમ જણાવે છે. પોતે પ્રભુને બહુ ગેરવાજબી શ્રમ આપ્યો એમ માની ડરી ગયા. ૨૨

આ પ્રમાણે વસુદેવજીને ભય પામેલા વિલોકીને કૃપાળ શુચીશ્લોકી મંદસ્મિત સહ બોલ્યા,—તમે મ્હારા જનક છો છતાં અન્યથા કેમ લહોછો! ત્હમે મ્હારા તાત છતાં તમને ન ઘટે તેવું કેમ બોલોછો!

પ્રભુ તેમનો ભય દૂર કરે છે કે તમે જે ચહ્યું કહ્યું તે મ્હારે મંજુર છે; કારણે બરાબર છે; હું તમારો પુત્ર થઈશ એમ મેં કબુલ્યું; કૃપાળ શુચીશ્લોકી તેમજ થયા ને તેવાજ વસુદેવ તેમને લહે તેમાં ડર પામવા શું કારણ! બાપ આજ્ઞા કરે તોપણ અનુચિત શું! અર્થાત્ હું મ્હારૂં વચન પાળુંછું ને પાળીશ, તમને તાત ગણુંછું ને ગણીશ માટે

આ દેવી છે પિતુ ગૃહીણી તેજ ત્હમારી,
દેવોની જનની નિષ્પાપી મા-મ્હારી;
આપને ઉભયને મનગમતું કરવાને-
મેં વખત આવતાં-રાખ્યું છે મુજ ધ્યાને. ૨૪

ભય ધરતા હો તો માણસ ભાવ ધરૂંછું
લઈ જાઓ મને ઝટ નંદ ભુવન-ઊચરૂંછું;
ત્યાંથી ત્હેની દુહિતાને અહીંયાં આણો,
હું ગયો કે ગયો ભય દૂર એમ જાણો. ૨૫

---

ત્હમારે તો તેવુંજ મ્હારૂં સુખ લેવું જોઇએ. પણ તેવું લઈ શકતા નથી ને સ્હામા ભય પામોછો તો ત્હમારો ભય મ્હારે દૂર કરવો જોઇએ. પોતે પોતાથી વધુ કહે છે, વધુ સમજાવે છે. ૨૩

હે પિતા ! ત્હમારી ગૃહિણી છે તે દેવી છે તે દેવોની જનની નિષ્પાપી મ્હારી માતા છે; આપને ઉભયને મનગમતું કરવાની વાત મ્હારા ધ્યાનમાં છે તે હું વખત આવે કરીશ.

પિતાને સ્મરણ અપાવે છે કે ત્હમે પૂર્વજન્મે કશ્યપ, આ ત્હમારી હાલની સ્રી તેજ તે વેળાની ત્હમારી સ્રી-દેવી-દેવોની માતા, ને તેથી હું પણ ત્યાં વામન થઇ પ્રકટ્યો હતો તેથી મ્હારી પણ માતા હતી. એટલે તમે મ્હારાં માતાપિતા ને હું ત્હમારો પુત્ર-એ પૂર્વથીજ છઇએ ને તેવુંજ પાછું આ અવતારે ઉભયને સુખ આપવાનું મેં ગોઠવી રાખ્યું છે, પણ વચમાં મ્હારે બહુ કાર્યો કરવાનાં છે તે કરી લઉં. એથી તમને ભૂલી જઈશ એવો ભય ત્હમારે ન રાખવો ત્હમે ભૂલી ગયાં, પણ મને યાદ છે તેમજ હવે યાદ રહેશે હાલ જે તમને ડર થયો છે તે દૂર થવાનો ઉપાયે હાલ બતાવું— ૨૪

જો તમે ભય ધરતા હો તો હું માણસભાવ ધરૂંછું ને એ વધુ ઉચરૂં છું કે મને નંદરાયને ભુવને લઈ જાઓ ત્યાં મને મૂકો ને સાટે તેની દીકરીને અહીં આણો. હું ગયો કે ભય ગયો એમ સમજી લ્યો.

પ્રભુ દેવ છે તે જાણી કંસ તેથી લઢવા આવશે તો પ્રભુને શું એ થઈ જશે એવો ભય વસુદેવજીને આવ્યો જાણી પ્રભુએ કહ્યું મને અસુર ઓળખેજ નહીં એવું રૂપ હું ધારણ કરૂં, એટલે બે હાથવાળું મ-

સુણીને આ શાસન કદી ફરે નહિ એવું,
મધુજીતનું મધુરા અક્ષરવાળું કહેવું;
પોતાનું પુરૂં હીતકર માની લીધું,
મ્હોટા એ કારણથી છોટું તન કીધું. ૨૬

શ્રુતિયોથી સુગંધીત મુખચંદ્રિકા પ્રતાપે,
મુની સમ તમ મોહ ભીતરનો ટળ્યો અમાપે?
તન્મયતા ત્યારે ક્ષણભર અનિમિષવાળી
પામ્યા પુત્રમાં પુરી પિતુ સુભાગ્યશાળી. ૨૭

---

નુષ્ય બાળક થાઉં, છતાં તમને ડર રહેશે તો હું અહીંથી દૂર જાઉં; મ્હારા નિમિત્ત ભય છે તે હું દૂર જવાથી દૂર થશે. પણ સાટે અમારે શો જવાબ દેવો એ ભય પાછો પોતા નિમિત્ત થાય, અથવા ખરૂં કહી દેવાનો થાય, તો તે માટે પણ ગોઠવણ બતાવી કે ત્યાંથી નંદપુત્રીને અહીં આણો એટલે ત્હમારે કંસને તે બતાવવી. તે તેનું ફેડી લેશે. તમને મ્હારા નિમિત્ત જે ભય થયો છે તે પ્રથમ દૂર કરો એવો ભાવ છે. ૨૫

ભગવાનનું શાસન કોણ ફેરવી શકે! કદી ન ફરે એવી આજ્ઞા સાંભળી તે મધુજીતના મધુરા અક્ષરને વળી પોતાને માટે હિતકર લાગ્યા તેમ મ્હોટા પ્રભુ પણ કૃપાથી છોટા થયા.

જેની આજ્ઞામાં સૂર્ય ચંદ્ર પૃથ્વી તારાગણશું ઇન્દ્ર રૂદ્ર બ્રહ્મા બંધાયેલા છે તેના શાસનને ફેડનાર કોઈ છેજ નહીં એટલે તે હમેશ અમલમાંજ આવે છે તેમજ આજે થયું; શાસન કરડારૂપમાં હોય, પણ આતો મધુરા અક્ષરોમાં હતું તે પ્રભુ માટે નહોતું પણ વસુદેવજી માટે હતું ને તે પણ સમજ્યા કે તેમનું હિત આ વેળા એ રીતે–છે એથી તેમણે પણ તે મધુર માન્યું તેમ પ્રભુએ પણ પોતાનું વચન તુરતજ પાળ્યું એટલે કે જે મ્હોટું ચતુર્ભુજ આયુધ કિરીટધારી તન હતું તે સ્વસંકલ્પમાત્રથી ન્હાના બાળક જેવું તુરતજ કરી નાંખ્યું; મ્હોટા તે છોટા કેટલી રીતે થાય છે ને તે પોતાથી છોટાંને સારૂ એજ કરૂણા! મ્હોટામાંથી છોટા થયા છતાં ખૂબી છોટી ન થઈ તે ઓર ખીલી કેવી! ૨૬

શ્રુતિયોથી સુગંધીત મુખ ચંદ્રિકાના પ્રતાપે કરીને મુનીની પેઠે મ-

સૂરજ ને શશી બંને લોચન જેનાં,
છે નિગમ બધા નિશ્વાસરૂપ–સુત–તેના–
ાભ આનનને આનકદુંદુભી નીહાળી,
ફરી ફરી અનુભવતા શું સુખ આદર આલી! ૨૮

---

નનો અમાપ મોહ–તમ પણ ટળી ગયો ને અનિમિષયુક્ત તન્મયતા એ પુત્રમાં એ ભાગ્યશાળી પિતા ક્ષણભર પામ્યા.

શ્રુતિ જેને સુગંધિત કહે છે તે અનુભવસિદ્ધ થયું ને તે મુખ પાછું કાંતિમાન કૃષ્ણચંદ્રજ જણાયા ને તેની ચંદ્રિકાએ પ્રભાએ વસુદેવને મુની બનાવ્યા. તેમના ભીતરનું તમ તે ટાણે દૂર થયું તે આત્મરશ્મીથી પુત્રને અનુભવવા લાગ્યા. તેમાં તે વેળા તે મીટ પણ માર્યા વિના દેવરૂપજ બનીને તન્મય થઇ ગયા. પરમાત્મા સાથે એકયતા તે આવી થાય છે. ત્યારે મીટ પણ મારી સકાતી નથી તે સ્થિતિ ક્ષણભર રહી. પણ અનુભવ અલૌકિક થયો— ૨૭

સૂર્ય ને ચંદ્રમા બેઉ જેનાં નેત્રો છે ને તમામ વેદ જેના નિશ્વાસરૂપ છે એવા પોતાના પુત્ર તેના સુન્દર મુખને વસુદેવજી નીરખીને ફરી ફરી અનુપમ સુખ આદર આપીને અનુભવતા હતા.

પ્રભુને સૂર્ય ને ચંદ્ર બે નેત્ર છે એમ કહેવાય છે. કારણ તે નિયંતા હોવાથી તેનામાં સૂર્ય એટલે પ્રતાપ ને ચંદ્ર એટલે પ્રસાદ બેઉ છે. પાત્ર પ્રમાણે તે કરડી ને મીઠી નજર કરે છે. બેઉ બાબતો આવશ્યક તે તેનામાં છે એમ વેદથી વર્ણાય છે પણ વેદ ખુદ પણ જેના નિશ્વાસમાંથી નીકળ્યા છે એમ તેમાંજ જણાવ્યું છે તેજ પોતાના પુત્ર થયા છે એ તો ઠીક પણ આ વખતે તે પરબ્રહ્મ પૂર્ણપુરૂષોત્તમમાં જે ખૂબી દીવ્ય આનંદ છે તેનો અનુભવ તેના મુખમાં જ કરતાં જાણે શું એ માન આપું એમ ભાવને દર્શાવતા વસુદેવજી ફરી ફરીને દર્શનસુખ અનુભવે છે એટલે કે એ અનુભવથી તૃપ્ત થતા નથી. તે અનુભવ એ સુખ કેવું તે શું કહેવાય! તેમાટે શું શબ્દજ બસ છે; મનવાણીનો વિષય નથી. ૨૮

જાવાને ચ્હાતા તે યાદવ તે વેળા,
દશ દીશા જોઈ એકવાર ભયે થઈ ઘેલા;
છે બાળ અખંડિત વૈભવવાન જવાના,
પણ રક્ષક રોકણુ દીસે ગૃહ વિશે ઘણા. ૨૯
ત્યાં તો આપોપી ગયા કમાડો ઊઘડી,
વ્રજ વિશે વિચરતા—યદુપતિને—સુઘડી—
પથ્થર જેવા થઈ પડ્યા રક્ષકો—પોઢી,
ગૃહ દેવે દીધો માર્ગ વિઘ્ન સહુ તોડી. ૩૦

---

યાદવ જે તે વેળા જવાને ચ્હાતા હતા તેમણે તે કાર્યે કરવા દશેદિશા તરફ જોયું તો તેમને ભય એટલો થયો કે જાણે ઘેલાં થઈ ગયાં એકવાર જોવાથીજ. કારણ—બાળક જવાનો છે તે તો અખંડિત વૈભવ વાળા છે પણ ગૃહમાં રક્ષકોને રોકનારાં અનેક પ્રકારનાં છે.

આનંદાનુભવ ક્યાંસુધી ! પ્રભુએ તુરત બુદ્ધિ ફેરવી તો જેવો પ્રભુમાં આનંદ તેવોજ જગતમાં ભય. ત્યાંજ તેજ વેળા દશેદીશામાં એક દ્રષ્ટી કરતાં જ ઉભર્યો. ને તે પ્રભુનું જ્ઞાન રહેવા છતાં બેશક એમ માન્યું કે જેની મરજીથી જેના સાથે જવાનું એટલે ખરી રીતે જેને જવાનું છે તેનો વૈભવ અપાર છે પણ તે શ્રદ્ધાની વાત તે પ્રત્યક્ષ તો કંસની કરામાત તાળાં સાંકળો ભોગળે પહેરાદારો પક્ષીયો સર્વ રોકનારાજ છે.૨૯

વ્રજવિશે જવાનો વિચાર કરવાની તે સુઘડીએજ આપોપી કમાડો ઉઘડી ગયાં. રક્ષક જડ જેવા થઇ પડચા ને પોઢી ગયા. ગૃહના દેવતાજ અનુકૂળ થયા એટલે માર્ગનાં વિઘ્ન તેમની મદદથી તમામ દૂર થયાં.

પ્રભુ પલકમાં શું શું કરે છે ને કેવી રીતે! પ્રથમ આનંદ પછી ભય ત્રીજી ક્ષણે અનુકૂળતા તે વ્રજવિશે કેમ જવાશે ! એ ધારતાંજ એનીમેળે જડમાં ચેતનપણું આવ્યું ને વિઘ્નરૂપ મટચાં ને ચેતનમાં જડપણું આવી હરકત કરનારા ઘટચા. જાણે ગૃહમાં રહેલ ગુપ્ત દેવોજ તેમની ઇચ્છા પૂરનાર થયા તે વ્રજ જવાના માર્ગ કોઈ પ્રકારે કશું વિઘ્નજ ન આવ્યું. પ્રભુ સત્યસંકલ્પ છે તેના સંકલ્પાનુસાર વર્તનાર પણ તેવોજ અનુભવ કરે છે આ તો વળી તેની સાથેજ જનાર તથા સ્વામીને વિઘ્ન કેવાં! કોણુ કરે ! ૩૦

ગત પ્રાણ સમા રાત્રીના રક્ષક ત્યાં છે,
શુક મેના—મંજુ ભાષી પણ મુંગાં છે;
યદુકુળ ઇન્દુએ ત્યારે સહુ પરિજનને,
ચિત્રેલાં જેવા દીઠાં બંધ નયનને. ૩૧

ગૃહમાંથી નિકળી ને પથ માહે વિચરતાં,
ઇન્દીવર શ્યામ કુંવરની પ્રભા પ્રસરતાં;
ઇન્દ્રનીલ મણીની કાન્તી જેવી છટાએ,
દીશનું તમ સઘળું શમન કર્યું ઝટ ત્યાં એ. ૩૨

---

રાત્રીના રક્ષક ત્યાં છે પણ તેમના પ્રાણ જાણે જતા રહ્યા હોય તેવા તે થઈ ગયા છે. મીઠું બોલનારાં પોપટ મેનાં છે પણ આ વેળા તે મુંગાંજ બની ગયાં. સહુ પરિજન પણ ત્યાં હતાં પણ તે તમામની આંખો બંધ એટલુંજ નહીં જાણે ચિત્રેલાં હોય એવાં યદુકુળચંદ્રે જોયાં.

યદુકુળમાં ચંદ્ર તે શ્રીવસુદેવ જેને ઈશ આટલા બધા અનુકૂળ છે એમ તેમને પ્રકટ થઈને ક્ષણ ક્ષણ અનુભવ કરાવે છે તેમને ભયનું એકે કારણ ન રહ્યું એટલે પાછો ભય ગયો હીંમત આવી ને આજ્ઞા પાલનનું કાર્ય આરંભ્યું. ૩૧

વસુદેવજી શ્રીકૃષ્ણચંદ્રને ઘરમાંથી લઈ બહાર નિકળ્યા. માર્ગમાં શેરી—વીથીમાં આવ્યા ને ચાલતાં જ જણાયું કે પોતાના શ્યામસુન્દર સુતની પ્રભાએ એટલે તે પુત્ર નહી પણ ઇન્દ્રનીલમણી હોય ને તેની કાંતી પ્રસરે તેમ તેના તનના તેજે દીશાનું સઘળું તમ સઘ શમન કર્યું.

લૌકિક અડચણો દૂર કરી ત્યાં અલૌકીક હરકતો એ હતી. ચોમાસાની કાળી અર્ધ રાત માર્ગ કેમ સુઝે! ત્યાં પ્રભુએ પોતાનીજ પ્રભા પ્રસારી તમને નિવાર્યું. સુત શું પદાર્થ છે દીવ્ય નીલમણી છે કે દેવ છે એ ભાનજ્ઞાન પિતાને થયું. શ્યામતનમાંથી તેજ પ્રસર્યું એવું કે તેણે દીશાઓની શ્યામતા દૂર કરી ત્યાં કાન્તિ ભરી દીધી. ૩૨

શ્રુતિમય ગરૂડજી પ્રભુને ફરતા રહીને,
ચાલ્યા–ઝટ નીશાચરો નવ નડવા દઇને;
સાથે સંચર્યા વળી ભૂધર ફણી ધારી,
મણી ગણ દીપોથી પથમાં પ્રભા પ્રસરી. ૩૩

દીનકર સમ કીરણો પ્રસારતા નિજ ત્યારે,
દનુજોની દેહો કરે વિદારણ ભારે;
એહવા પાંચે આયુધ ફરી વળીને ત્યારે,
અસહાયી યદુને થયા સહાયી હારે. ૩૪

---

શ્રુતિમય ગરૂડજી, પ્રભુને ફરતા રહી સાથે સદા ચાલવા લાગ્યા કે રાતે ભટકતા નીશાચરો કોઇ પ્રભુને શ્રમ ન આપી શકે તેમજ શ્રીશેષજી પોતાની ફણાથી છત્ર કરતા ચાલ્યા તેમના શીર્ષના મણીયોની પ્રભા પથમાં પ્રસરી રહી.

પોતાના પુત્ર દીવ્ય દેહ છે એટલુંજ નહી તે કોણ છે તે સ્પષ્ટતમ થઇ ગયું. સાક્ષાત્ વેદના જે આત્મા–ગરૂડજી તેજ ત્યાં આવી ચોતરફ પાંખો ફફડાવી સેવા કરવા લાગી ગયા તેથી વળી ભૂમીને ધરનાર શેષ તે પણ છત્રરૂપ બની ગયા. તેમના શીર્ષના ઉપર એકેક ફણી પણ એકેક દીવ્યમણી તે સહસ્ર ફણાવાળા છે. હવે રસ્તાના તેજનું તેમાં પડતા વર્ણોની વિવિધતાનું શું કહેવું ને તેજ પ્રાકૃત હીરા મોતી સૂર્ય ચંદ્ર જેવા નહીં પણ દીવ્ય દેવના દીવ્ય પાર્ષદના દીવ્ય અંગના દીવ્ય પ્રભુની સેવા કરનારને પ્રભુના સર્વ વૈભવનો અનુભવ આપોઆપ થાય છે જે દર્શન દેવને દુર્લભ તે સુરીયો વસુદેવજીને સહાયભૂત થઈ સાથે સાથે ચાલે છે કારણ આ વેળા વસુદેવજીની સેવા શેષ ગરૂડજીથી પણ વધી ગઇ. તેજ અધીકાર પ્રભુને વહન કરવાનો બેનો અધિકાર તેમને એકને મળ્યો એથી સુરોયે તેમને ધન્ય ગણ્યા. ૩૩

સૂર્યના જેવા પોતાનાં કીરણો પ્રસારતાં અને જેમણે ભારે દનુજોની દેહોનું વિદારણ કર્યુ છે એહવાં ભગવાનનાં પાંચે આયુધ તે વેળા અસહાયી યદુની ચારે ગમ તેમને સહાયી બની સાથે ચાલવા લાગ્યાં.

પ્રભુના દીવ્ય પાર્ષદ જેવા શેષ ગરૂડજી છે તેવાજ પંચ આયુધ છે. સુદર્શનચક્ર પાંચજન્ય શંખ નંદક ખડ્ગ શારંગધનુષ અને કૌમુદીકી

સુધા સુધાકરે સુધો માર્ગ બતાવ્યો,
યદુકુળઇન્દુને યમુના નદીનો આવો,
તેથી પક્ષીરાજ સમ-ઝડપે ધરી ચાલ્યા,
પરમપુરૂષને પરમપુરૂષાર્થવાળા. ૩૫

તનના તરંગના શીતળ ઝીણા કણુને
કુમુદિનીથી કરી સુવાસીત સૌહૃદ જનને-
મારૂતને-મોકલી સેવન સ્હામું કીધું,
શ્રીયમુનાએ યદુપુંગવને સુખ દીધું. ૩૬

---

ગદા તે પણ પોતાના નિત્ય સ્વામી શ્રીમન્નારાયણના નવા રૂપની વધુ સેવા કરવાનો લાગ લઇ સાથે સંચર્યાં એટલે વસુદેવજીને તો એહવી સહાય મળી જેવી પ્રભુ શિવાય કોઇને ન હોઈ શકે. શસ્ત્રધારીની સહાય ગામ જતાં માર્ગે તેમાં વડાઈ શસ્ત્રીની, તે દિવ્યાયુધ પોતે એક બે નહી પણ પાંચે સાથે થયાં હદ થઈ ગઈ. ૩૪

સુધા સુધાકરે યદુકુળઇન્દુને યમુના નદીનો સુધો માર્ગ બતાવ્યો તેથી ગરૂડજીની ઝડપથી ગરૂડજી પેઠે પ્રભુને ધરી તે વસુદેવજી ચાલ્યા. પરમપુરૂષને ધર્યા તે એજ પરમપુરૂષાર્થ. જે તેની ખુદની આ પ્રમાણે સેવા થાય છે.

ચંદ્રમાએ પણ પોતાની નોકરી બજાવી. સધ યમુનાજી આવી જાય એવા સુધા માર્ગે તેમને દોરયા તેથી તેમને પણ ચાલવામાં ઝડપ આવી. ગરૂડજીના વેગથી હદ છે તેવી ઉપમા આપી. કારણ ગરૂડજી જેવુંજ કાર્ય શ્રીહરી વહન કરે છે પુરૂષને પુરૂષાર્થ કરવો એ કર્તવ્ય ને પરમપુરૂષની સેવા મળે તે ફળ તે પ્રાપ્ત થઇ ચૂકયું નિત્ય સુરો દિવ્યપાર્ષદ સદા મુક્ત છતાં તે કેટલું પ્રિય ગણે છે તેનો પુરાવો ત્યાંજ છે. ૩૫

પોતાના તરંગના ઝીણા કણ તેપર કુમુદનીમાંથી નીકળતી સુવાસ લગાડી પોતાનાં સૌહૃદજન મારૂતને પોતાની તરફથી શ્રીવસુદેવજી સ્હામા મોકલી શ્રીયમુનાએ વસુદેવજીને સુખ આપ્યું.

અતિ ઉતાવળથી ચાલવાથી શ્રમિત થયા જાણી પોતાના પડોસમાંજ આવે છે એ જોઈ શ્રીયમુનાજીએ સત્કાર કર્યો. યમુનાજી સમીપ આવ્યાં તેમના તરંગ ઉછળી રહ્યા હતા તેપર ફીણના પરપોટા

પવનથી થયેલા કંપીત પલ્લવ પાણી,
પુષ્પોને પ્રેરી વેરી પથમાં (શાણી);
યમુનાની ઉપવન સ્થળી યમુનાપતીને,
ભ્રમરોના સ્વરથી આદર દેતી સુકૃતિ[illegible]. ૩૭

મુકુલીત કાળાં કુમુદિનીનાં નેત્રોવાળી,
મુકુલીત અંબુજ વદના એ સુતા સવિતાની;
લલિત દિવ્ય ચક્રવાક યુગ કેરા સ્વરથી,
પ્રભુનું આ કપટ દૈન્ય શોચો શું ડરતી. ૩૮

---

ફૂટતાં શીતળ કણો વેરાઇ રહ્યા હતા પવન પણ ચાલી રહ્યો હતો તેની સાથે તે કણો વહેતી ને ખીલેલી કુમુદિનીની રજ પોતાની સાથે લેતી પવનની લહેરીઓ વસુદેવજીને આવવા લાગી એટલે તેમને ઠંડક થઇ. તપેલને શીતળ સુગંધી વાયુ વધુ સુખકર થાય છે; તેમણે જાણ્યું કે શ્રીયમુનાજી સમીપ સુધી તો આવી પહોચ્યાં. પવનને તો વધુ દૂર સ્હામો મોકલી નજીકમાં આવતાં વધુ આતિથ્ય સત્કાર થયો. ૩૬

યમુના નદીના કાંઠા પાસે ઉપવન સ્થળમાં પુષ્પનાં વૃક્ષ લતાઓ ઊગેલ તેમના પર પવનની લહર ચાલવાથી તેના પલ્લવરૂપ પાણી હાલ્યાં તેથી પુષ્પો વેરાયાં ને તે માર્ગમાં પડયાં એટલેથી બસ નહી પણ ભ્રમર પણ જાગી ગુંજારવ કરવા માંડયા તે જાણે વનસ્પતી વસુદેવજીને સત્કાર કરવા લાગી.

મ્હોટા મહારાજા પધારે તેની અમલદારો અગાઉથી ખબર આપે એટલે કરી રાખેલ ગોઠવણ પ્રમાણે કુમારીકાઓ કે સન્નારીયો માર્ગમાં પુષ્પો વેરે ને ગાન થાય. શ્રીયમુનાજીએ પોતાની ઉપવન સ્થલીથી એવી ગોઠવણ કરી હતી શું? વસુદેવજી હવે યમુનાજીની સમીપના ઉપવન સ્થલમાં આવી પહોંચ્યા. ૩૭

કાળાં કુમુદિનીનાં કુસુમ મુકુલીત થયાં. મીંચાઇ ગયાં છે તે જાણે તેનાં નેત્રો છે. કાળાં કમળ મીંચાયાં છે તે જાણે તેણીનું મુખ છે એવી સૂર્યના પુત્રી યમુના; ચક્રવાક જોડલું લલિત દીવ્ય સ્વરેથી બુમો પાડે છે તે જાણે તેણીજ રૂદન કરે છે કારણ પ્રભુએ આ કપટ કર્યું છે તે પકડાઇ ગયું તો! એમ ભય ધરતી દીનતા સૂચવે છે.

વસુદેવજી શ્રીયમુનાજી પાસે આવ્યા તેમણે તેણીને જોઇ તેમાં

વિકસીત કુમુદિની તારલા આકૃતીવાળી,
શરદની નિશા સમ તનુ ધરેલી આલી;
અંબુનિધિને મળવાને ઝડપે જાતી,
તે તરવા અભીલાષા કીધી સાચી. ૩૯

શું અહા! થાય છે આ, ને, હવે થશે શું,
શૌરીની લીલા તે આ કેવી હશે શું;
એહવી સૂર્ય-સુતા ચકિત થઇ તેથી,
ઉર્મી કર છૂટી ગયા-વ્યથા વ્યાપ્યેથી. ૪૦

---

કુમુદિનીને કાળાં કમળ બીડાયાં હતાં તે જાણે યમુનાએજ ડરીને પોતાનાં નેત્ર ને મુખ બીડી દીધાં તે ચક્રવાકના સ્વર યમુના કાંઠે થતા તે જાણે તેજ કરતી હોય એવો ભાવ છે. પ્રભુ તો સમર્થ છે પણ કંસની ક્રૂરતાથી વ્હાલાને વ્હેમ થાય તેમ તેને થયો શું! નહી તે ભૂલ થાય છે; યમુના ડરતી રોતી નથી તે તો પ્રસન્ન છે કારણ— ૩૮

કુમુદિની ખીલી છે તે જાણે સાડીમાં તારલાની ભાત છે ને ચંદ્રનાં કીરણ તેનાપર પડવાથી તેણે જાણે પોતે નીશા શ્યામ પણ શરદની એટલે શ્વેત રૂડી ધારેલી એમ શણગારીને પોતાના પતિ સાગરને મળવા અતિ આતુર હોવાથી અતિ ઉતાવળથી જાય છે એવી શ્રીયમુનાજીને તરવાની વસુદેવજીએ ખરેખર અભીલાષા કીધી.

વસુદેવજીએ જોયું કે યમુના પૂર જોરમાં વહે છે પણ તેથી અટકે ચાલે તેમ નથી ગમે તેમ તરી સ્હામે પાર જવુંજ જોઇએ, તેથી તરવાનો દૃઢ સંકલ્પ કર્યો. પણ કામ ઘણું કઠણ હતું તે મનુષ્યબળથી પ્રભુબળ છે તેથી તે સુગમ થયું. જળ નથી પણ દેવી છે. પ્રભુની પ્રિય છે તે પ્રભુને પીછાણે છે ને વાત ત્યાંજ તુરત સિદ્ધ થઈ પણ તે પ્રેમમય બાળા પ્રેમથી ભયભીત થઇ ઉલટી ડરી ગઈ અતિ પ્રેમમાં અતિ શંકા ઉપજી. ૩૯

આહા: આ શું થાય છે ને હવે શું થશે. આ શૌરીની લીલા તે કેવી હશે એહવી સૂર્ય-સુતા-વિચાર કરતાં ચકિત થઈ ગઈ તેથી તેણીને વ્યથા વ્યાપીને તેમાં તેના ઉર્મી કર છૂટી ગયા.

આવા કુળમાં પ્રભુ કેમ પ્રકટયા; પ્રકટયા પછી આવડાજ કેમ થઇ ગયા; થઇ જઇને આવી રીતે શું નાઠા; નાસે છે પણ કાંઇ કંસને

ઘન તમ પરિપાક સમાન મલીન થયેલી,
ગુરૂ ઉર્મી ગણુ હોઇને નહિં બગડેલી;
એવી (મતિકથી) શુચી યોગરૂપ મનવાળા
વસુદેવ તર્યા સંસારસમ–રવીબાળા. ૪૧

યદુપતિને ઝટ જાવાને યમુના રાણી,
પોતાથી મારગ દેતી દેવી જણાણી;
જે સુરગજને પણ ડુબાવી દે એહવી,
તે ચરણ ઉપર જળ ન ચઢે થઈ રહી ત્હેવી. ૪૨

---

ખબર પડ્યાવિના રહેશે ને તેને ખબર પડી કે તે દુષ્ટ શુંએ કરી નાખશે. એ કેમ જોયું જશે! એ વીચારોથી શ્રીયમુનાજીને એટલી બધી વ્યથા થઇ કે તેને પૂરવેગથી ઊર્મીઓ ઊઠાવતી દોડતી હતી તે અટકી ગઈ–ચકિત થઇ એટલુંજ નહી તેના ઊર્મી કર છુટી ગયા એટલે કે તેની ધારા તુટી ગઇ જાણે તેના વેગ વચમાં ફાટ પડી તેની ઊર્મી તુટી ગઇ યમુનાજીમાં ભાગ પડ્યા એ દેવીએ શ્રીવસુદેવજીને જવાનો માર્ગ દીધો, દેવાઇ ગયો. ૪૦

ગાઢ અંધકારના પરિપાક સમાન મલીન થયેલી એટલે શ્યામ ને તેમાં મ્હોટી મ્હોટી ઊર્મીઓ ઉઠતી હતી પણ તે બીગાડ કરનારી ન નીવડી એવી રવીની બાળાને શુચી યોગરૂપ મનવાળા વસુદેવજી સંસારની પેઠે તરી ગયા.

જેમ સંસારને શુચીયોગને ધરનારા તમોગુણ ગમે તેવો તેમાં હોય તોપણ તેથી ન ડરી તેમ ગમે તેવી ષડ ઊર્મી તેમાં ઊઠે ભુખ તૃષા શોક મોહ જરામરણ તેથી વૃત્તિને ન બગાડી તરી જાય છે તેમ યમુનાજીને વસુદેવ દૃઢ સંકલ્પથી ઊતરી ગયા, ન તેના અંધકારથી ડર્યા ને તેની ઊર્મીથી ગડબડ્યા તો પાર પણ પડી ગયા. ૪૧

યદુપતિ ઝટ જઇ શકે એટલા માટે શ્રી યમુના મહારાણી પોતાથીજ માર્ગ દેતી જણાઇ. જે ઐરાવતને ડુબાવી દે તે વસુદેવજીને નદી ઉતરતા ચરણ ઉપર જળ ન ચઢ્યું.

ખરી વાત એજ હતી કે શ્રીયમુનાજીએ વસુદેવની પ્રભુ ઇચ્છા સદ્ય પાર પાડી શકે તે સારૂ પોતાથીજ માર્ગ દીધો ને પોતાનો મહા-

આગળ ધસતી અટકીને રવી દુહિતા એ,
પાછી વળી ઉછળી ઉંચી થઈ વચમાં એ;
`•રીના પદમાં ચઢવાને ચિત ચાહ્યું,
કે ૯. ા ગીરીપદમાં જાવું લહ્યું ડાહ્યું. ૪૩

નવ રચ્યો સેતુ નવ નાવ મુકયું તરવા તેં,
ભવસાગર તારણ નાવ સુદ્રઢ વહી જાતે;
રવી સુતા ઉતર્યાં રમાપતિને લઇને,
આવી પહોચ્યા ઝટ ઘોષ પાસ ચિત ચહીને. ૪૪

---

જબર ઊભરો તે એકદમ શમાવી લીધો અને તેમજ તે સુખથી યમુના પાર જઈ શકયા. બેશક તેમણે પણ હીમત બાંધેલી પણ જ્યાં ઐરાવત ન ટકે ત્યાં જો ખરેખરો વેગ રહ્યો હોત તો તેમના પોતાના તો સૂર્ય સુતાના મહાવેગ આગળ શા ભાર! વચમાં તેણીયે પોતાનું થોડું કામ કરી લીધું ને તેથીજ જણાયું કે આ બધું તેનુંજ એચ્છીક હતું તે શું! ૪૨

રવીસુતા આગળ ધસે જતી હતી તે એકદમ અટકી ગઈ પાછી વળી વચમાં ઉચી થઇ એ શું; તેણીએ શ્રીહરીના ચરણપર ચઢવા ચહ્યું અથવા પાછું હીમાલયમાં જવા ધાર્યું!

મૂળે તો વેગ અટકયો વસુદેવજીને માર્ગ દેવા પણ તે આગળ ધસતો અટકે એટલે ઉભરો ચઢે ઉચો ચઢે ને ચઢવામાં મુદો એ હતો કે પ્રભુના પાદને સ્પર્શી લેવું એટલે ગંગાપદ પોતામાં પણ આવી ગયું અથવા એમ છતાં ગંગાજીની વડાઇજ ગણાય તો હવે આગળ તેણીની સાથે સ્પર્ધા કરવી નહી પણ પાછું પિયર ભણીજ વળવું સમુદ્રસુધી ન જવું પ્રભુના પદને સ્પર્શીને યમુનાજીના બે ભાગ થયા એટલે પદને સ્પર્શવા ઉર્મી અટકી ઉચી થઇને વળી હઠી ગઇ તેથી પાછી વળી એમ જણાયું તે તો શ્રીયમુનાજીના વિચારથી, પણ વસુદેવજીને શું મળ્યા ને શાથી! ૪૩

સેતુ ન રચ્યો, નાવ ન મુકયું પણ ભવસાગર તારણ નાવને સુદ્રઢ વહીને પોતે રમાપતિને લઇને શ્રીયમુના ઉતર્યાં ને ચિતે ચહીને ઘોષપાસે આવી પહોંચ્યા.

નહી તે પણ આવી પ્રબળ વેગવાનને ઉતરવા પ્રથમતો પુલ બાં

કોઈ અકળીત કારણથી પછી ત્યાં નિદ્રાથી,
સુઈ ગયા જનો વૃજના સહુ પરવશતાથી,
ત્યાં કુબેર પટ્ટણની સંપતિ વસેલી,
આવ્યા જ્યાં નિજસુતવતિ થઇ રોહણી પહેલી. ૪૫

વસુદેવ તનુજ આવ્યા સમીપમાં જ્યારે,
નરકની વેરી નંદની કુટંબીની ત્યારે;
અરણીથી પ્રકટી પાવકના સહ ઝગતી,
યજ્ઞની વેદી શોભે શોભી તેમ સતી. ૪૬

---

ધવોજ ઠીક. છેવટ નાવડું તો જોઈએ જ તે ન હોવા છતાં સુખે તરી ગયા તેનું કારણ ભવસાગરને પણ તારે એવું નાવ પોતેજ વહન કરતા હતા શ્રીહરીજ સાથે માથે હતા ને તે રમાપતિ સહીતજ; જે વૃજમાં જવા ચાહતા હતા તેની સમીપ આવી પહોંચ્યા. ૪૪

ત્યાં કોઇ અકળીત કારણથી વૃજનાં સહુજન પરવશતાથી સુઇ ગયાં તેજ આ વૃજ ત્યાં કુબેરના ભૂવનની સંપતિ આવીને વસી છે તે ને જ્યાં પોતાની રાણી રોહણીજીએ પ્રથમ પુત્ર પ્રસવ્યો છે.

અકળીત કારણ તે યોગમાયાનીજ કરામત હતી જેને પ્રભુએ પ્રથમથી–આ કાર્ય સાધવા મોકલી હતી તેણીના પ્રભાવથી વૃજમાંપણ સહુજ નીદ્રાપરવશ હતા પણ વસુદેવજીને તે સ્થાન પરિચિત હતું કારણ પોતાની રાણી રોહણી ત્યાં હતાં એટલુંજ નહી પણ તેણીને બળરામજી પુત્રરૂપે પ્રકટ્યા હતા. વધુમાં તેમણે એ પણ જોયું કે વૃજની સમૃદ્ધિ કુબેર નગર જેવી હતી પ્રભુના પધારવાના વિચારથી શ્રીએ ત્યાં વાસ કર્યો હતો ને શેષાવતાર થઈ ગયો હતો હવે પોતે પણ પિતા સાથે જાતે રાતે છાંના પધાર્યા. ૪૫

વસુદેવતનુજ–જ્યારે પાસે આવ્યા ત્યારે નરકની વેરી નંદરાયની કુટંબીની સતી અરણીમાંથી અગ્નિ પ્રકટેલ અથવા વેદીમાં અગ્નિ સાથે શોભે તેમ શોભી રહી.

શાથી ભગવાન પધાર્યા ત્યારે નંદરાયના ભૂવનમાં યશોદા મહારાણીને ઉદરે ભગવતી દેવીએ અવતાર લીધો હતો તે જેમ અરણી–લાકડામાંથી અગ્નિ પ્રકટે તેમ તે જન્મીને જેમ વેદીમાં આગ ઝગે તેમ

નંદની નારની પાસ પુત્રને મુકી,
ગોપની કુમારી ઊચકી સદ્ય ન ચૂકી;
આનકદુંદુભીએ ઝડપ કરીને આણી,
દેવનંદનીની પાસ મુકી તે શાણી. ૪૭
કૃત્યાને પઠવી જનાર્દને નવ જાણી,
ભોજગણોના ઈશ્વરે રોષ ઉર આણી;
પગથી પકડીને પથ્થર ઉપર પટકી,
હણવાની ઇચ્છા કરી વિચારે ન ટકી. ૪૮

---

યશોદા પાસે જાગતી હતી એટલે જે માયાને અગાઉથી અવતાર લેવા મોકલેલ તે આ વેળા પ્રકટી ચૂકી હતી એટલે વસુદેવજી માટે પ્રભુને ત્યાં મુકવાને સાટે જે લેવાનું તે તૈયાર આગળથીજ થઈ ગયું હતું ને તે રૂપ પણ એવું અદ્ભુત કે શોધવુંજ ન પડે; સૌજ સુઇ ગયાં હતાં એટલે પોતાની ચોરી પકડાય તેમ નહોતી બલ્કે ખુદ યશોદા પણ ન સમજી શકે કે તેની સંતતિની અદલાબદલ થઇ; તે પણ બેભાન પડયાં હતાં. તેનો લાભ તેમણે તુરતજ લીધો. ૪૬

નંદની નારની પાસે પોતાના પુત્રને મુકયા ને સદ્ય ગોપની કુમારીને ઉચકી લીધી ઝડપ કરીને આનકદુંદુભીએ તેણીને દેવનંદનીની પાસે તે શાણીને મુકી.

નંદની નારી તે યશોદા તેને પોતાનો પુત્ર આપ્યો ને નંદગોપની કુમારી પોતે ઉપાડી લીધી તે પણ શાણી છે કે ગૃહમાં લાવી દેવકીજીને સોંપી ત્યાંસુધી ચૂંકે ચાં ન કર્યું. જ્યાં ત્યાં મુકી વસુદેવજી સલામત થયા કે તેણીયે રૂપ પ્રકાશ્યું; ચોકીદારને છેવટ કંસને જાણ થયું તે એકદમ આવ્યો. ૪૭

જનાર્દને આ તો કૃત્યા-દેવીને પઠાવી છે એ વાત ભોજગણોના ઈશ્વર કંસરાયે ન જાણીને રીશ ધારી તે બીચારીને હણી નાંખવાજ વધુ વિચાર ન કરતાં પગથી પકડીને પથ્થરપર પટકી.

જનાર્દનની જુક્તિને જડમતિ શું જાણી શકે તેમ તે આઠમો ગર્ભ પુત્ર નથી એ શું! એ વિચાર પણ શું કામ કરે. હત્યા કરવી જેને રમત હતી તે દુષ્ટે તુરત ત્યાંજ તેનો ફેસલો કરવા ચાહ્યું પોતાથી બન્યું તેટલું તો કર્યું તેના મનથી તો પટકી વાસ્તવીક તેમ બન્યું નહીં. કારણ ખરી વાત છૂપીજ હતી તે હવે કાંક પ્રકટ થઈ. ૪૮

પાદથી પછાડી ભૂપે તેને જેવી,
પડતી દડી સમ ઉછળી ઉપડી તે તેવી;
ગીરીમાંથી દાવાનળ સમ દીપી દેવી,
નીરખતાં નયન મીંચાયાં ઝગતી એવી. ૪૯

કરતી સ્વર ઘનના સમાન ઉગ્ર ગગનમાં,
યુવતીરૂપ યુગની કાળ રાત્રીની ઉપમા;
અસુરોની ઘાતી અષ્ટ આયુધો ધારી,
ચંચળ ચપળાસમ ચમકી ઊઠી અણુધારી. ૫૦

---

કંસે તેણીને જેવી પાદ પકડીને પથ્થરપર પટકી તેવી તે, તે પથ્થરપર પડી તો ખરી પણ જેમ દડી ભૂપર પડીને પાછી અધિક ઉંચી ઉછળે તેમ તેણી તુટવા ફુટવાને બદલે ઊંચી ઉછળી એટલુંજ નહીં જેમ ગીરીમાંથી દાવાનળ પ્રકટે તેમ તે દેવી દીપીને ઝગી રહી તેણીનું તેજ એવું વધ્યું કે તેથી કંસનાં નયન મીંચાઈ ગયાં.

તે કાંઈ સાધારણ કુમારિકા નહોતી તે માયા દેવી હતી તેનું શરીર પથ્થરથી તુટે તેવું નહોતું. તેની શક્તિ કંસથી ઓછી નહોતી કંસની ઇચ્છા પૂર્ણ કરી પથ્થરપર પટકાઇ તેના બળને તૃપ્ત કરીને પછી સ્વબળ વાપર્યું. કંસનું બળ તો વ્યર્થ ગયું પણ ઓર તેનું સામર્થ્ય તેજ ટાણે પ્રકટ થયું જાણે પથ્થરમાંથીજ તે અગ્નિરૂપમાં બદલાઇ નીકળી ગીરીમાંથી દાવાનળની ઉપમા તેથી દીધી ને તેણીના તેજથીજ કંસ અંજાયો. પછી તેના અંગે અડે તો તેનું શું થાય. તે કાંઇ લઢવા નહોતી આવી તે પ્રભુની આજ્ઞા પાળવા આવી હતી આજ્ઞા પૂરી પાળીને તુરત પોતાના મૂળરૂપમાં પ્રકટ થઈ તે માત્ર આગનો ભભૂકો નહોતી. તે તેજોમય કેવી દેખાઈ! કોણ કેવી હતી! ૪૯

આકાશમાં જેમ મેઘ ભયંકર ગરજે તેવો સ્વર કરતી યુગની કાળરાત્રી હોય તેવી યુવતીરૂપ છતાં ઉગ્ર આકારે પણ દેખાતી તેમાં અસુરોને તો હણનારીજ આઠ ભુજમાં આઠ આયુધ ધર્યાં છે ને જેમ વીજળી એકદમ ચમકે તેમ અણુધારી ચમકારો કરતી ઉઠી.

બીજાતી પણ સ્વરે ઉગ્ર, રૂપે ઉગ્ર કૃતીએ ઉગ્ર ને તેજ પણ તેવું એકદમ પ્રકટી જેવીશે કંસને સ્વપ્ન નહોતું; તે શું ધારતો હતો ને શું

ફરી ભોજ નિયંતાને નિયમન કરનારી,
દનુજોના હરતાની કથની કથનારી;
સુંદર ગંભીર ઉદાર ને ભ્રાંતી વિનાની,
હીતકર—નવ લાંબી—અર્થયુક્ત વદી વાણી. ૫૧

સહુ સુર અસુરોને મોહ કારણી તે હું,
મધુ કૈટભ મર્દી તણી યવનિકા એ હું;
છઉં પ્રબળ શુંભ ને અશુંભને હણનારી,
પ્રેરેલી—ને—હણવાથી સિદ્ધિ નથી ત્હારી. ૫૨

---

થયું શું દેખાયું પણ તેની ગુંચવણ ઝાઝીવાર ન રહી કારણ તે કંસ-નાજપ્રતિ બોલવા ચાહતી હતી. ૫૦

ભોજના નિયંતાને પણ નિયમન કરનારી, દનુજના હર્તા હરીની કથની કથનારી તે સુન્દર ગંભીર ઉદાર સ્પષ્ટ હિતકર ટુંકામાં ને અર્થ-વાળી વાણી વદી.

કંસ ભોજનો નિયંતા હતો પણ આ દેવીપર તેનું નિયમન ન ચાલ્યું ઓર તેણીએ હુકમ ભવિષ્ય સંભળાવ્યું તેમાં પ્રતાપ ! તેના પ્રભુનો સ્વામી તો તે દનુજના હર્તા છે તેની કથા તેણીએ કથવી ચહી ને તેથી તેને અનુરૂપ સ્વર ભાષા ગૌરવ તમામ યુક્ત તે બોલી. ૫૧

સુર અને અસુર તમામને મોહ કરનારી તે હું. મધુકૈટભને જેણે મર્દી નાંખ્યા તેની યવનિકાએ હુંજ. પોતે શુંભઅશુંભ જે પ્રબળ અસુર થઇ ગયા તેમને હણનારી. ને હું તો પ્રેરેલી આવી છું તેને હણ-વાથી ત્હારી અર્થસિદ્ધિ નથી.

દેવી પોતે કોણ છે તેની કંસને પ્રથમ ઓળખાણ આપી કે જે આખા જગતને મોહ કરે છે તે એટલે વિષ્ણુની માયા ત્રીગુણી પ્રકૃતિની અધિષ્ઠાતા તેના સ્વામી મધુકૈટભને મારનારા શ્રીમન્નારાયણ તેનો યવ-નિકા ચક પડદો તેને તેની ઇચ્છા વિના કોઇ જોઇ ન શકે માટે બીજા સારૂ આડરૂપ હું છું પોતે પણ પ્રસંગ આવે અસુરોને હણું છું પ્રબળ શુંભઅશુંભને માર્યાં પણ હાલ લઢવા નથી આવી પ્રેરેલી આવી છું ને તેથી ધાર્યું કર્યું એટલે ચાલી જઈશ તેમ મને મારે ત્હારૂં મોત બચે તેમ નથી કારણ હું આઠમો ગર્ભ દેવકીપુત્ર છઊંજ નહી. જે આકાશવાણી થઈ હતી તે ઠીક છે તેનો પણ ખુલાસો પૂરોજ કરી દેછે. ૫૨

અસુરોનો દ્વેષી એ તમને દમનારો,
વસુદેવથી પ્રકટી નંદ ગૃહે રહે પ્યારો;
તે થશે નાશ કરનારો ત્હારો એવી,
સારની વાત કહી ચહી જગે ગઈ દેવી. ૫૩
જડમતી જનાર્દનની એવી માયાથી,
અપમાન પામી લાજી અતી દુઃખી થયાથી;
વસુદેવજીને બંધનથી છૂટા કીધા,
દુઃખીયણુ દયિતાના વિલાપ મનપર લીધા. ૫૪
શું ધાર્યું ચિત્તને થયું વિપરીતે કેવું,
ક્યાં થવું ઘટે તે થયું ક્યાંહાં શું કહેવું!
વિષથકી તે દુષિત બુદ્ધિ જેમ ભમે છે,
મોહથી ફરી ફરી નૃપ દુઃખ તેમ ખમે છે. ૫૬

---

અસુરોનો દ્વેષી તમારા જેવાને દમન કરનારો વસુદેવથી પ્રકટીને નંદના ભૂવનમાં રહે છે તેજ ત્હારો નાશ કરનારો થશે. એવું સારભૂત ભવિષ્ય સત્ય કહીને તે પોતે ચહી જગે ચાલી ગઈ, ઉડી ગઈ.

સદા અસુરના દ્વેષી છે ને તેમાં તે ફાવે છેજ એટલે તે ફાવશેજ હાલ પણ ફાવ્યો તે વસુદેવથી પ્રકટ્યો ને નંદભૂવને પહોંચી ગયો ને હજી ફાવશે ને તું મરીશજ. એમ ચોખ્ખું ચેતાવી દીધું. સાર વાત કહી દીધી પણ તેનું કહ્યું કંસ માને શું પોતે મરશે ને પોતાનો મારનાર પણ કોઇ થઇ શકે છે એમ ધારે શું તેવી બુદ્ધિમાં સાર વાત અસાર લાગી ઓર તેની એવી વૃત્તિ થઇ કે— ૫૩

જડમતી કંસ જનાર્દનની માયાથી અપમાન પામ્યો તેથી લાજીને અતી દુઃખી થયો દુઃખીયણુ દેવકીના વિલાપની પણ મનપર અસર થઇ તેથી વસુદેવજીને બંધનથી છૂટા કીધા.

તેણે જોયું જાણ્યું કે હવે એમને બંધનમાં રાખી મુકે કાંઇ સાર નથી હવે તેને પ્રજા થશે તોપણ તે સાથે પોતાને સંબંધ નથી તેમ એક છોટી છોકરી લાત મારી ઉપર ઉડી ગઇ એથી પોતાના મનમાં ખિન્ન લજ્જીતે થયો તેથી તે દુખીયાપર વધુ રોફ ન માર્યો. ૫૪

ચિત્તમાં શું ધાર્યું ને વિપરીત કેવું થયું! કયાં થવું ઘટે તે કયાં કેવું થયું! એમ રાજાને મોહ થાય છે; વિષ વાપ્યું હોય ને જેમ મતિ ભમે ને દુઃખ થાય તેજ સ્થિતિ તેની થઇ.

અસુરારી અગોચરથી આ આપત્તિ કેવી,
અપકાર કરે જવાજ મતી બની રહેવી!
પ્રારબ્ધ પ્રમાણે મતી થતીજ પરાણે,
ધીમાનોને પણ (પછી) મૂઢ ન કાં દુઃખ આણે! ૫૭

હરીને સ્મરીને ચિત્ત માંહે કોપ ધારીને,
વિસ્મયથી ગરજ્યો હશી ન ગણુકારીને;
પહેલા ભવની વાસના પાકી છે તેથી,
છે થનાર તેને અનુગુણ મતી થઈ એથી. ૫૮

---

ચિત્તમાં ધાર્યું કે આઠે ગર્ભ કબજામાં લઈ પૂરા કરશું એટલે ભિક્રિકરો તે આઠમોજ હાથમાં ન આવ્યો ને જે હાથમાં આવી તે ઓર પટકયાં છતાં છટકી ગઇ વળી તે શું સત્ય કહેતી ગઇ! કે વસુદેવનો પુત્ર ને નંદના ભૂવનમાં વસે! એ કેમ બને! તો પછી આ કન્યા શું પ્રકટી! હવે શું થશે કેમ ઊગરાશે શું કરવું! આજ લગી આશા હતી ઉપાય વશમાં હતા હવે નીરૂપાય દેખાયો. ધાર્યું ધૂળ થયું. ૫૬

અસુરના અરી પણ અગોચર છે તેને પ્રત્યક્ષ નથી થયા છતાં તેનાપર કેવી આપત્તિ આવી પડી તેણે મનથી માની લીધી ને હજી પણ તે કયાં પ્રભુને શરણે જવા માગે છે તે તો ઓર પ્રભુના અપકાર કરે જવાજ મતી રાખવાનો કારણ પ્રારબ્ધ પ્રમાણે પરાણે મતી થાય છે તેમાં બુદ્ધિમાનોનું પણ નથી ચાલતું તો મૂઢને કષ્ટ થાય એમાં શું આશ્ચર્ય!

વિષ ખાય તેને ઝેર ચઢે એટલે બુદ્ધિ ભમે ને કષ્ટ થાય એમ કહ્યું તેજ વાત ખોટી કે પ્રભુ આજ્ઞા વિરૂદ્ધ વર્તન પ્રભુના સ્હામાજ થયા કરવાની કૃતિરૂપ વિષ ખાધું ને ખાધે જાય છે તેવી બુદ્ધિ પણ ભ્રમિત વિપરીત થાય છે તેથી તેવુંજ કૃત્ય સુઝશે ને તેનાં ફળે તેવાંજ મળશે. "બુદ્ધિ કર્માનુસારિણી" સૌ કહે તે તેજ વાત છે ૫૭

હરિનું સ્મરણુ થતાં ચિત્તમાં કોપ આવ્યો તેથી વિસ્મય પામ્યો, ગરજ્યો હસ્યો; તુચ્છકાર કર્યો; પહેલા ભવની વાસના પાકી છે તેથી તેની મતી થવાનું છે તેને અનુસરતીજ થઈ.

હરીના સ્મરણથી તે ડર્યો નહીં પૂર્વે માર ખાધેલ છતાં તેથી

કોઈ ધામ કંસથી મળેલ છે તે માહે,
ભય સહીત શ્રીમત વસુદેવ જઈ રહ્યા ત્યાંહે;
સુતમાંજ સ્મૃતિ રાખીને જીવતી—એવી;
દીવસો સેંકડો વીતાડી રહી છે દેવી. ૫૯

યશોદા માની કન્યકા ગઇ જવ ચાલી,
તવ નિદ્રામાં નિર્ભાર રહી તે આલી;
બહુ વખત વીત્યાંથી જાગી જવ તવ પાસે,
શ્રીહરી નિહાળ્યા પુત્ર! ધન્ય થઇ ભાસે! ૬૦

---

ઓર વેર વધુ ઉર આણ્યું તે શું કરી શકવાનો હતો એમ તેને તુચ્છ લેખ્યા ને પોતે પૂરૂં પરાક્રમ કરશે તેને હણશેજ એમ ધારી હીંમત આણી પોતાથી ગરજ્યો હશ્યો કે "હું વળી ડરી કેમ ગયો!" મને કોઈ શું કરનાર છે પૂર્વનાં પાપ છે. તેથી બચવાની નહી પણ મરવા-નીજ મતી થઇ રહી ને તેવીજ તજવીજમાં બાકીનું વય ગુમાવવા દઢ કર્યું પોતાનો ઠરાવ પાકો કર્યો. ૫૮

કંસ તરફથી કોઇ એક ધામ મળ્યું તેમાં શ્રીવસુદેવજીને ભય સ-હીત જઇને રહેવું પડયું બીચારી દેવકી માતા પોતાના પુત્રમાંજ સ્મૃતિ રાખીને જીવન ઢસરડે છે તેમાં તે દેવીને સેંકડો દીવસો એમજ વીતી ગયા.

કંસે છેક છૂટાં ન મૂકયાં કબજામાં રાખ્યાં ત્યાંપણ ક્ષણમાં શું કરશે એ ભય ખરોજ તેથી પણ વિશેષ ભય તો પોતાના લાભ માટે દેવકી માતાને ક્ષણે એવો બાલ વીસરે સેકડો દીવસ વીયોગ રહ્યો પણ તેણી તેના સ્મરણથી જીવી શકી (રહેવા દ્યો તેમને બાંજ આપણે ચાલો પ્રભુપાસે.) ૫૯

યશોદા માતાની કન્યાને તો શ્રી વસુદેવજી લઈ ગયા તે વેળા તો તેણી ગાઢ નિદ્રામાં નિર્ભાર પડી હતી બહુ વખત તેમ રહીને જ્યારે જાગી ત્યારે પાસે શ્રીહરીજ દીઠા પોતાના તેજ પુત્ર એમ સમજી ધન્ય થઇ.

તે નિદ્રામાં હતી ને પ્રસૂતી થઈ તેથી ન સમજી શકી કે તેણીએ પુત્રી પ્રસવી છે. જાગતાં તો જગજીવનને દીઠા તે મીઠામાં શું કહેવું. ૬૦

જે વિશુદ્ધ નીતિ ધરી સુમતિ ચલાવી-
મુનિ ગણ શોધે છે-હજી-શ્રુતિ પણ આવી;
જે શાસ્ત્રો તણું શીરોભૂષણ તે જાતે,
જ ભૂષણ વિધિવશ થયા ખૂબી શી આતે! ૬૧

વત્સોને નવ દુખ ગાયોને ન વિકળતા,
દુધનું પૂર નથી ચોરો કુંઇ ભય કરતા;
વૃજમાં નવ વ્યાધી સહુ જનમાં તે કાળે,
સતયુગજ પ્રવર્ત્યો સહજ આવતું ખ્યાલે. ૬૨

---

વિશુદ્ધ નીતિના ધરનારા ને બહુ મતી ચલાવી મથનારા મ્હોટા મુની જેને શોધે છે તેમ શ્રુતિયો પણ જેને શોધે છે એ પ્રસિદ્ધ છે જે શાસ્ત્રમાંનું શીરોભૂષણ કહેવાય તે કાંઇ એવો યોગ આવી ગયો કે વૃજભૂષણ થઈ ગયા આ કેવી ખૂબી!

કોની! મુની શ્રુતી શાસ્ત્રનો પતો નથી અર્થાત્ ઉપાયવશ આ વાત નથી બની કેવળ પોતાની ઇચ્છાથીજ પોતે પ્રકટયા; વૃજ ગામડું તેના ભૂષણ થયા જે વેદવેદાંતના જ્ઞાતા વિપ્રોને દુર્લભ તે ગૌ ગોપને સુલભ થયા ને તે પોતાથીજ. ખૂદ માતા નથી જાણતી કે આપથી ચાલીને આવ્યા છે. ૬૧

વત્સોને દુઃખ નથી, ગાયોને વિકળતા નથી. દુધનું પૂર છે, ચોરો ભય નથી કરતા, વૃજમાં વ્યાધિ નથી સહુ જનમાં તે કાળે એ રીતે સતયુગજ પ્રવર્ત્યો એમ સહજ ખ્યાલમાં આવતું હતું.

પ્રભુના પધારવા સાથે વૃજ બીજી આજુબાજુની વસ્તીથી જુદુંજ પડી ગયું ત્યાં ગૌ મનુષ્ય સર્વને દુઃખરહીત સુખ શરૂ થયું એમ કે જેવું સતયુગમાં હોય છે એરીતે પ્રભુના થયા પ્રભુએ પોતાના ગણ્યા તે સર્વ સુખી થયા આટલાજ મંડળપર એવી કૃપા કરવાનું કારણ તે બધાં અવતારી પૂર્વનાં મહાપુણ્યશાલી પ્રભુની સેવાનું સુખ લેવાજ પ્રાયઃ અવનીપર આવ્યાં હતાં જેમ કે-અહીં નમુના તરીકે કહે છેઃ— ૬૨

ગોપોના ઘરમાં કાન્તીમય મનહારી,
પ્રકટી અપ્સરા ગણો બનીને અવતારી;
તેમણે યાદવોના શરણોની સાથે,
અનુભવ રસ લીધો શૈશવ યૌવન ... ૬૩

સુરને મહીસૂરને સંતોષવા સુરીતે,
મહા ઉદાર નંદે આદર કર્યો સુપ્રીતે;
યોગમથી ગોપગણોનાં ટોળાં આવ્યાં,
સુત જન્મમહોત્સવપર મહાભૂવન દીપાવ્યાં. ૬૪

---

ગોપોના ઘરમાં કાંતીમય મનોહરી બહુ અવતારી અપ્સરાઓ પ્રકટી. જેમણે યાદવોના શરણ એટલે શ્રીકૃષ્ણ તેમના શીશુપણાનો ને યૌવનનો રસ લીધો.

બ્રહ્માનેજ આજ્ઞા થઈ હતી કે જ્યારે પ્રભુ પોતે પ્રકટે ત્યારે સુરસ્ત્રીયોએ પણ અવતરવું તે પ્રમાણે સુરસ્ત્રીયોજ ગોપોના ઘરમાં પ્રકટી ત્યાં તેમના રૂપ કાન્તીનું શું કહેવું; કેટલીકોએ બાળલીલાનો રસ અનુભવ્યો. બીજીઓએ રાસલીલાનો રસ અનુભવ્યો. એ રીતે શૈશવને યૌવનનો અનુભવ તેમને મળ્યો; ખરાતો યાદવોનું શરણ છે તે દેવો છે તેમને માટે પ્રકટ્યા છે. ૬૩

સુરને અને મહીસુરને સંતોષવા મહા ઉદાર નંદરાયે સુપ્રીતે ને સુરીતે આદર કર્યો; વળી ગોપગણોનાં ટોળાં પણ યોગમથી આવ્યાં ને નંદરાયના મહાલયને સુતજન્મ મહોત્સવમાં મળી દીપાવ્યાં.

સુર દેવતા, મહીસુર બ્રાહ્મણો દેવની સેવા પણ બ્રાહ્મણોદ્વારા થાય તેથી નંદરાયને ત્યાં પુત્ર જન્મની વધામણી પહોચી તેમણે તો માન્યું કે પોતાના જ પુત્ર છે-તેમજ માને તેમ બન્યું હતું-તેથી પોતે સ્વભાવે પણ ઉદાર તેથી વિધિપૂર્વક દાનપુણ્યાદિક કરવાનો આરંભ કર્યો તેમ-પોતાના બંધું સ્નેહીજનોએ પણ આ મહોત્સવમાં બહુ ઉમંગથી ભાગ લીધો. તેમના મહાલયો એ રીતે વિવિધ સજ્જનોના આગમન ને ઉત્સાહથી દીપી રહ્યા. નંદોત્સવ કહેવાય છે તે તે દીવસે ત્યાંજ સંપૂર્ણ થયો બીજે તેની નકલ છે. ૬૪

ચીંતામણીની શ્રીથી વધતી શ્રીવાળા,
કલ્પતરૂથી વધતું કલ્પીત દેનારા;
મહામેઘ કહે પણ મોઘ પડે એરીતે,
સુત પ્રસવ ઉત્સવે વરત્યા ઉદાર ચિત્તે. ૬૫
નિધિ અનંત જાણે આપજ ઉપજી આવી,
નિરવધી ભાગ્યનો ઉદય થયો શું ભાવી;
વ્રજ ભૂમી પામી રમાપતિને તેથી,
હસતી સુરપતીના પદને પણ નવ લેખી. ૬૬

---

ચીંતામણી કરતા વધુ શ્રીવાળા, કલ્પતરૂથી વધુ કલ્પિત દેનારા મહામેઘ કહેવું પણ મોઘ–ફોકા જણાય એ રીતે સુતના પ્રસવના ઉત્સવ વેળા શ્રીનંદરાયજી ઉદાર ચિત્તથી વરત્યા.

ચીંતામણી જે ચિંતવન કરે તે આપે, ને કલ્પતરૂ પાસે પણ જઈ કલ્પના કરે તે મળે એમ કહેવાય છે ને મેઘ તો ઉદાર છે એ જગતે કથે છે પણ અહીં કહ્યું છે કે શ્રીનંદરાયે જે લોકોના મનોરથ પૂર્યા તે એ બધા કરતાં વધુ કોઇને કશો અસંતોષ ન રહ્યો. ૬૫

જાણે અનંતનિધિ પોતેજ ઉપજી આવી અથવા નિરવધીક ભાગ્યનો ભાવી ઉદય થયો કારણ વ્રજભૂમિ રમાપતિને પામીને તેથી સુરપતીના પદને પણ તે ન ગણકારી વ્રજભૂમી તેને જાણે હસતી હતી.

જ્યાં પ્રભુ ત્યાં પ્રભુતા આપોઆપી પ્રકટે. જ્યાં ચંદ્ર ત્યાં ચાંદની. તેમ પ્રભુ અનંતના પ્રકટવા સાથે વ્રજભૂમીમાં અનંતનિધિ પણ પ્રકટ દેખાઇ તે ઉત્પન્ન થવાનું કારણ પ્રભુ હતા તે પોતાથી પધાર્યા તેથી નીધીને પણ પોતાથી ઉપજી કહી. વનમાં ચાંદની પ્રકટે તેને કોઇ ઉપજાવે છે ? તે નિધી કોને માટે ! ત્યાંના નિવાસી માટે તેમનાં અદૃષ્ટજ જાણે ફળ્યાં નિરવધી ભાગ્યનો ઉદય થયો તે હજી આગળ સંપૂર્ણ તો ફળશે તેથી 'ભાવી' શબ્દ છે ભવિષ્યે સુધર્યું તેનું કારણ ચોખું કહી દીધું કે વ્રજભૂમી રમાના પતિને પામી એટલે રમાની નીધી ત્યાં આવેજ ને તેની આગળ સુરપતિની શ્રીનું શું લેખું ! કોટી બ્રહ્માંડની શ્રીપાસે ત્રીલોકપતિની શ્રી કયાં ! અર્થાત્ પ્રકટ થનાર શ્રીપતિ છે એમ ભૂમીથીજ પ્રતીતી થઇને તેવો લાભ તે પરનાં નિવાસીયોને મળ્યો; કેમ ન મળે ! તેમના પૂર્વપુણ્ય કયાં ન્યૂન છે ! એકના પૂણ્ય અનેકને લાભ આપે તો અહીં તો અનેક પુણ્યપુંજ આત્મા પ્રકટ્યા છે. તે વ્રજ માટે કહેવું શું બાકી રહ્યું ! હવે ખરાં માતા પિતા માટે છેવટ. ૬૬

બહુકાળ પુરાણ પુરૂષ તપેથી ધ્યાયા,
વિધિવશથી તેથી સુત સાંપડ્યા જણાયા;
દંપતિએ તેથી શંકા દુષિત મતિને,
સુત વૈભવ સ્મરણે તજી સકળ વિપત્તિને. ૬૭
નંદના ભૂવનમાં નવ ઇંદુના જેવા,
વસુદેવના નંદનવાસ કરે છે દેવા!
તેથી કાળે વૃદ્ધિ પામી પોતાથી,
સુરની સ્વાદુ સંપત્તિયો સમય વિત્યાથી. ૬૮

---

બહુકાળ પુરાણપુરૂષને તપ કરીને ધ્યાયા ત્યારે તે ભાગ્યને લઇને એજ સુત થઇને સાંપડ્યા તેથી દંપતીએ સુતના વૈભવનું સ્મરણ કરી સકલ વિપત્તિ જે દુષીત મતિથી માની હતી તે તજી.

વસુદેવ દેવકીને પણ પ્રભુ બહુ તપના ફળમાં પુત્રરૂપ પ્રકટ્યા છે. પણ તેમણે કંસના સંગથી દુષિત મતી કરી ડરીને તે ડરી ગયા તેથી પ્રભુનો તાત્કાલીક વિયોગ ને તેથી વિપત્તિમાં પડ્યાં એમ પ્રથમ માન્યું પણ પછી જેમ જેમ જે અલ્પ સમયમાં પણ પ્રભુનાં વૈભવનો અનુભવ થયેલ તેનું સ્મરણ કરે ગયાં એટલે તેમનાં મન પણ શાંત સ્વસ્થ થયાં. એટલે તે પણ આશામાં જીવન ગાળવા લાગ્યા ને તે આશા ખોટી નહોતીજ. છેવટ પ્રભુ છે ત્યાં આપણને લઇ જઇ આપણને મુકે છે. ૬૭

નંદરાયના ભવનમાં નવીન ચંદ્રના જેવા વસુદેવના નંદનદેવ વાસ કરે છે તેનાથી કાળે કરીને, સુરની સ્વાદુ સંપત્તિયો જેમ વખત વીતતો ગયો તેમ વૃદ્ધિ પામતી થઇ.

પુત્ર તો વસુદેવનાજ પણ હાલ નંદરાયના ભૂવનમાં વસ્યા છે તેને નવીનચંદ્રની ઉપમા આપી છે એટલે હજી જેમ સમય વીતશે તેમ કળાઓ ખીલશે વધશે તેથી મનુષ્યલોકમાં દેવની સંપત્તિઓ વધશે અથવા દેવલોકમાં પણ તેમની સ્વાદુ સંપત્તિયો જે અસુરોના જોરથી દબાઇ દુઃખદાઇ થઇ ગઇ છે તે અસુરોનો નાશ કાળે, ક્રમે થવાથી તેમને પણ પૂર્ણ આનંદ થશે અર્થાત્ ભૂ આકાશ સર્વત્ર સારાને સુખશાંતી ક્રમે થશે.

ઇતિ તૃતીયસર્ગઃ.

સૌ. સુમતિનીવતી.

પુના કાર્તિક વદી ૧૧ સંવત્ ૧૯૬૬.
તા. ૨૭ નવેમ્બર સને ૧૯૧૦. } અનંતપ્રસાદ ત્રિકમલાલ.

